તત્સત સીતારામ રાધેશ્યામ કૃષ્ણ હરે

શ્રી

# દુર્લભ કીર્તનમાળા

## ભાગ ૧

મૂલ્ય ૪ આના

સં. ૧૯૮૬, પ્રત ૧૦૦૦

રચનાર:—

બાબુ દુર્લભજી વિઠ્ઠલદાસ નારગોળવાળા

જીર્ણ આશ્રમ

હાલનિવાસ:—

વાર બંગલાની સડક, સુધારાના ડેલા પાસે
લીંમડાવાળા મકાનમાં, મુ. ભાવનગર

# નિવેદન

વહાલા હરીજનો તથા સૌભાગ્યવતી બ્હેનો !

ભજનનો અર્થ (ભ કહેતાં ભગવાન અને જન કહેતાં માણસ—એટલે હરિજન અને ભજનનો અર્થ એક જ છે.) ભજવું તે. ભજન ગાઓ એમ સર્વ કહે, તે રૂઢિ થઇ ગઇ; પરંતુ ભજન એટલે પ્રભુ પ્રેમીજન ભેગા થઈ ગાવું તે કીર્તન. દરેક કીર્તન જે ભક્તજનો અથવા સંત લોકોએ બનાવ્યાં છે, તે દરેકમાં ત્રિગુણી માયા પ્રમાણે ત્રણ અર્થ રહેલા છેઃ—(૧) સામાને બોધ, (૨) આત્માને જ્ઞાન અને (૩) પ્રભુના ગુણ; કીર્તન કરનાર તેનો મર્મ તો જાણતો જ હોય, પણ અવળ વાણી કહે, જેનો અર્થ ઉંધો થાય, તેવા કીર્તનનો મર્મ જાણવા તેનું મનન કરવું. અર્થ વિના ભેદ સમજાતો નથી—ભ્રમ ભાગતો નથી. કીર્તન કેમ ગાવાં, તેની સમજ તથા તેના તાલ, માત્રાની સમજ તેમજ અવળ વાણીનાં કીર્તન કે જેના અર્થ નથી સમજાતા, તે દરેક લીટી લીટીના અર્થ આ ચોપડીમાં મારી બુદ્ધિ પ્રમાણે લખી ભાવિક બ્હેન—બંધુના ચરણમાં રજુ કરૂં છું. ભૂલચુકની માફી ચાહું છું.

ॐ તતસત સીતારામ રાધેશ્યામ ...

શ્રી

# દુર્લભ કીર્તનમાળા

## ભાગ ૧

અવળ વાણી કેવી હોય તેનો એક નમુનો:-

કબીર સાહેબ કહે છે—

પરભાતે પરનિંદા કરે, પરમંદિર પેસી નીકળે;
પરસ્ત્રીપર નાખે હાથ, તેને મળે વૈકુંઠનાથ.
કબીર કહે છે; મારૂં ગાયું ગાય, તે ઘણાં ગોથાં ખાય.
સમજીને ગાય, તે વૈકુંઠ જાય.

આ દુહાનો અર્થ:—

પરનિન્દા કહેતાં પરમેશ્વરના ગુણ ગાય,
પરમન્દિર કહેતાં પ્રભુના મંદિરમાં દર્શન કરે,
પરસ્ત્રી કહેતાં પ્રભુની સ્ત્રી-તુળસીને પાણી પાય
તેને વૈકુંઠનાથ મળે છે.

શ્રી

આ કીર્તનમાળામાં કીર્તન એકસો ચીસ, તાલનો હિસાબ તથા ગાવાની સમજ, હું મારી બુદ્ધિ પ્રમાણે રાખી સેવક થઇ રજુ કરૂં છું.

કીર્તન એ કંઇ રાગડા કહેવાતા નથી, પણ નવધા ભક્તિ કહેવાય છે. આ પહેલો ભાગ બહાર પાડયો, તેનું કારણકે મેં બીજાઓની ચોપડીઓમાંથી ઉતારા કર્યા નથી, પણ જે મારા મોંઢે છે તેમજ મારી અલ્પ મતિ પ્રમાણે મારાં બનાવેલાં કીર્તનની સંખ્યા મારી પાસે ઘણી હોવાથી પાંચ ભાગ તૈયાર કર્યા છે. અવળ વાણીના અર્થ અગર તાલના હિસાબ, મારી બુદ્ધિ પ્રમાણે લખ્યા છે. તેમાં જે ખોટું હોય, તે મારી ભૂલ ભાગશે. તેનો મારાપર મોટો ઉપકાર થશે અને હું તેમનો આભારી થઇશ. આ પુસ્તક મેં રળી ખાવા લખ્યું નથી, પણ જનસેવા બજાવવા જ લખ્યું છે; એટલે પડતર ઉપરાંત વેચનારનું કમીશન મળીને જ કીંમત છાપી છે.

જે ભાવિક ભક્તજનોને પ્રિય લાગે અને મનન કરે, તેમને કીર્તનની ઢબ અથવા કોઇ શબ્દનો અર્થ હું તેમનો આભાર માની સમજાવીશ.

દુર્લભજી વિઠ્ઠલદાસ સંગીતમાસ્તર

# બે બોલ



કીર્તન કરનાર તથા સાંભળનારને મારી ખાસ વિનંતિ છે, કે કીર્તન શરૂ કરતા પહેલાં, તેનો રાગ, તાલ, ભેદ શું, તે જાણ્યા સિવાય ફળ મળતું નથી, પણ ઉલટો દોષ થાય છે. રૂઢિ પ્રમાણે લગ્નમાં મરણુ પ્રસંગના મરસીઆ ગવાય ખરા ? ન જ ગવાય. પ્રભુએ રાત્રિ દિવસ મળી ૨૪ કલાકનો સમય મુકરર કર્યો છે. રાગ ઇશ્વરરૂપ છે. તે રૂપ કયારે ભાસે અને તેનો ખરો લાભ કયારે મળે કે જ્યારે તેના ખરા વખતમાં કીર્તન ગવાય તો જ; નહિ તો તે ભસવા બરાબર ગણાય. પ્રથમ રાગ શંકરની ઇચ્છાથી ભૈરવ ઉત્પન્ન થયો, પણ રાગનું રૂપ ખડું થયું નહિ. ત્યારે પાર્વતીજી કહેવા લાગ્યાં કે મારી શક્તિ સિવાય

રૂપ કેમ ખડું થાય! સાધારણ વાત કરતાં પણ આપણે કહીએ છીએ કે મારામાં શક્તિ નથી, પણ એ દેવી તો પૂર્ણ શક્તિ સ્વરૂપ પોતે છે. તેમનું કહેવું સાંભળી શંકરે આજ્ઞા આપી, ત્યારે સતીએ તાલ ઉત્પન્ન કર્યો અને શંકરના સૂરની સાથે મેળવી દીધો, ત્યારે રાગ દીપવા લાગ્યો-તેનું રૂપ ખડું થયું. જેમ ઘરમાં સ્ત્રી-પુરૂષની જોડી દીપે તેમ રાગ એટલે કીર્તન, તાલ સૂર સાથે યોગ્ય વખતે ગવાય તો તેનું ફળ અવશ્ય મળે, મળે ને મળે જ.

---

## સાખી

કીર્તન તો સર્વજન કરે, ન સમજ્યા ભેદ ને વાણી;
હૈયેથી હરિ અળગો રહ્યો, કીર્તન કર્યું ધુળધાણી.

---

કીર્તનકાર પ્રથમ સાખીઓ બોલે છે.

સાખી-દોહરામાં તાલ હોતો નથી.

નારદ પૂછે નરહરિને, શાથી રીઝો નાથ ?
કૃપા કરીને કહો મુજને, પૂછું જોડી હાથ. ૧
સતજુગ ત્રેતા તપ થકી, દ્વાપર યજ્ઞ પ્રકાશ;
કળજુગમાં કીર્તન થકી, પૂરૂં મનની આશ. ૨
કીર્તનથી કંઇક નર તર્યા, કળજુગનાં એંધાણ;
કબીર નરસિંહ જેસા ભગત, દાસ મોરાર રવિભાણ. ૩
કીર્તન તો સર્વ જન કરે, ન સમજ્યા ભેદ ને વાણી;
હૈયેથી હરિ અળગા રહ્યા, કીર્તન કર્યું ધૂળધાણી. ૪
રાગ તાણીને કીર્તન કરે, ભગત કહે સર્વ લોક;
માયાને મોહી પડયો, કીર્તન કર્યું તે ફોક. ૫
માયા બડી મોહિની ઉંચા નીચા થાય;
જીવાઇમાં વાળુ મળ્યું, તો ધ્રોધે દોડી જાય. ૬
કાગા કીસકા લેત હે, કોયલ કીસકું દેત ?
મધુર બચનકે કારણે, જગત અપના કરલેત. ૭
પરમેશ્વરસે પ્રીત કરની, પરનારીસે હસના;
દોદો બાતાં નહિ બને, લોટ ખાના ઓર ભસના. ૮

દુર્લભ કહે દેવ દૂર નહિ, મન મેડક સમ થાય;
આત્મજ્ઞાનથી ઓળખો, તો તેજમાં તેજ મીલજાય. ૯
પ્રથમ સ્મરૂં ગણપતિ, દુજા હનુમંત વીર;
વિમળ વાણી સુમતિ આપજો, જે બળવંત રણધીર.૧૦

---

## રાગ–કલ્યાણ

---

તાલ લાવણી, જેનાં બીજાં બે નામ ચલતી અને ઘુમાળી.
લાવણી તાલના ઢોલક તથા તબલાના બોલઃ–

| ધીન | ધીન | ધીન | તક | ધાતી | ધાતી | ધીન | તક |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |

આ તાલની માત્રા આઠ છે. એ પ્રમાણે શબ્દ બોલવામાં અટકવું અને ઠેકાથી ઉઠવું. તાલ અને રાગની ઢબ મળવાથી કીર્તન ઘણું દીપશે. જે રાગ તાલ–સૂર વિના ભંગાણુ રૂપે ગવાય, તેનો શ્રાપ પડે છે, એ બાબત સુજ્ઞ જનોએ ધ્યાનમાં રાખવી.

---

## રાગ શરૂ

ગણુપતિ દેવા પ્રભુ, ગરીબ નિવાજ;
ગરીબ નિવાજ દેવા, ગરીબ નિવાજ- ગણુપતિ
ચંદન ચર્ચી પુષ્પ ચડાવું, સીંદુરની કરૂં સેવા;
થાળ ભરીને મોદક મેલું, મન ગમતા મહીં મેવા-ગણુપતિ
શરણાંગતને શરણે રાખો, વર દેવાના હેવા;
હાથ જોડીને અરજ કરીએ, મન વાંચ્છીત ફળ લેવા
-ગણુપતિ

---

## રાગ એમન કલ્યાણ

તાલ-લાવણી

---

જે ગાયનમાં હરિનામ ન મળે,
તે ગાયનમાં ગાવું શું ?-જે૦
મનહર ભક્તિ ભાવ તજીને,
બીજે જઈ ભટકાવું શું ?

જેના મુખમાં હરિનામ ન મળે,
તેના સંગી થાવું શું ?—જે૦
જે રસ્તામાં કાંટા કંકર,
તે રસ્તે થઈ જાવું શું ?
જે નદીએ નીર નિર્મળ ન મળે,
તે નદીએ જઈ નાવું શું ?—જે૦
માત પિતાની સેવા તજીને,
તીર્થે જઈ ભટકાવું શું ?
કહે કેશવ જેણે હરિ ન સમજ્યા,
આખર તેનું થાવું શું ?—જે૦

---

## રાગ-તાલ ઉપરનો

જા ઘર કથા કીર્તન નહિ,
સંત નાહિ મીજમાના રે;
તા ઘર જમરા ડેરા દીના,
સાંજ પડે સમશાના રે—જા ઘર૦
મેરી મેરી કરતાં મર ગયો મૂરખ,

મીટે અનમાન ગુમાના રે;
સાધુ સંતકી સેવા ન કીની,
કીસબીધ હોત કલ્યાણા રે—જા ઘર૦
ફાલ્યો ફૂલ્યો ક્યા ફીરતે હે,
ક્યા રીખાવત અંગા;
પાવ પલકમેં ફના હો જાવે,
જૈસા રંગ પતંગા—જા ઘર૦
જ્ઞાન વૈરાગ્ય ઓર નવધા ભક્તિ,
સંત નામ નિશાના રે;
જો સેવક નીજ ગુરૂકો જાને,
કબહુ ન હોત હૈરાનારે —જા ઘર૦
નાભીકમળથી નાવ ચલત હૈ,
ધોવા દસ નેમ ઠેરાતા;
શુદ્ધ ભૂમિપર આસન દીના,
રહે દેહીકા ભાતા રે--જા ઘર૦
કાલ બલી કીસકો ન છોડે,
બાળ વૃદ્ધ જુવાના;

કહત કબીરા સુનો ભાઇ સાધુ,
છોડ દીઓ અભિમાના રે—જા ઘર૦

---

## રાગ—હમીર—કલ્યાણ

### તાલ—લાવણી

---

ભૂતળ ભક્તિ પદારથ મોટું,
બ્રહ્મ લોકમાં નહિ રે—સાધુ—બ્રહ્મ૦
પૂણ્ય કરી અમરાપુરી પામ્યો,
અંતે ચોરાશીમાંહી રે—ભૂતળ૦
હરિના જન તે તો મુક્તિ ન માગે,
માગે જનમોજનમ અવતાર રે—સાધુ૦
નિત કીર્તન નિત ઓચ્છવ ભક્તિ,
નીરખવા નંદ દુલાર રે—ભૂતળ૦ ૧
ભારત ભૂતળ વિષે જનમી,
જેણે હરિના ગુણ ગાયા રે—સાધુ૦

ધન્ય ધન્ય તેનાં માતપિતાને,

અમર કરી એની કાયા રે ભૂતળ૦ ૨

ધન્ય ગોકુળ ધન્ય વૃંદાવન,

ધન્ય વ્રજના વાસી રે-સાધુ૦

અષ્ટમાસિદ્ધિ જેને આંગણીએ ઉભી,

મુક્તિ છે એની દાસી રે-ભૂતળ૦ ૩

એ રસનો સ્વાદ શંકર જાણે,

દુજો જાણે સુખદેવ જોગી-સાધુ૦

કાંઇએક જાણે વ્રજની ગોપી,

જાણે નરસૈંઓ ભોગી રે-ભૂતળ૦ ૪



## ભૂપ કલ્યાણ

તાલ—દાદરો



દાદરાના તાલની માત્રા ૭. તેના બોલ છઃ—
ધાધીંના ધાતીંના

### રાગ

શાંતિ શાંતિ શાંતિ ભોળા, શાંતિ સદા આપો.
પૂર્ણ કૃપાળ હે દયાળ, કલેશ દુઃખ કાપો—શાંતિ.
શરણે આવ્યા વિશ્વનાથ, વંદન કરીએ જોડી હાથ;
સર્વ ભક્તો ભજે સાથ, મુક્તિપદ આપો—શાંતિ.
કરૂણામય દૃષ્ટિ કરો, મલીન વાસના સર્વ હરો;
મનવાંછીત ફળ આપો, સૂણો તમે વિલાપો—શાંતિ
ભજીએ તમારૂં પૂર્ણ નામ, કરીએ તમોને પ્રણામ;
સત્ય શુદ્ધ ધર્મ સકળ, સૃષ્ટિ વિષે સ્થાપો—શાંતિ.



આ બધા રાગો–કીર્તનો રાત્રે આઠથી બાર વાગ્યા સુધી ગાવામાં લાવવાં.

## રાગ સોરઠ

### તાલ–લાવણી



બેડા લગા દે પાર ગજાનન દુંદાળા.
દુંદાળા દેવ મોટી સૂંઢાળા–બેડા
પહેલા કરમાં જળકમંડળ,
દુજે મોદક હાથ ગજાનન;
ત્રિજા કરમાં ફરસી શોભે,
ચોથે ઝાલી જપમાળ–ગજાનન દુંદાળા.
માતા જેની આદ્ય ભવાની,
પિતા શંકર દેવા ગજાનન;
દીકર જોડી અરજ કરૂં છું,
વિનવું વારંવાર–ગજાનન દુંદાળા.



## રાગ સોરઠ

### તાલ—લાવણી



રે જીવ! શું કરવા આથડે?
　　　　હરિની ગમ ગુરૂ વિના ન પડે.
ખેપ કરી નહિ ખેવટીઆની,
　　　　નવ બેઠો નાવડે.
તુમડું લઇને હાથે તરતા,
　　　　અરણવ કેમ આવડે—હરિ૦
તેજ બળે બેતાળા માટે,
　　　　દરશે દીવા વડે;
આંખોનો આંધળો હોય,
　　　　તો પણ અંધારે આથડે—હરિ૦
શિષ્ય થયો નહિ સેલાટનો તે,
　　　　ચોર વિના થાબડે;
ઔષધ દે ઉસ્તાદ વિનાનો,
　　　　શરીર આખું સડે—હરિ૦

મલ્લ અખાડામાં દિલ દીધા વિના,
ક્યાંથી મલ નિવડે ?
દાવ પેચની રીત ન જાણે,
લાતમલાતે લડે—હરિ૦
ગાયન કળામાં ગુરૂ કર્યા વિન,
તાલ ચુકે તાકડે;
રાગનું ઘર છેટે રહેશે,
જેવો ઉંટ રાગડે—હરિ૦
વણ શીખ્યે વાદિની વિદ્યા,
પગ રોપે રાફડે;
મણી ગોતતાં ફણી મળે તો,
ઉછળી આભડે—હરિ૦
કહે ઋષિરાજ સર્વ ભણી ગયો,
ચૌદે વિદ્યા ચડે;
ગુરૂ વિના શીખી ગયો પણ,
જાણુ કુંચી ના જડે—હરિ૦

---

## ૧૪

## રાગ સોરઠ

### તાલ–લાવણી



તું તો ન્યારો રહીને ખેલે રે, નારાયણા રે.
તારી ઇચ્છા તે સર્વ માયા, તેમાં સત્રગા ભેદ સમાયા;
તું નિર્ગુણ પણ ગુણ તુજમાં દીસે ઘણા રે–તું તો

પવન પાવકનો પીંડ બનાવે, તેમાં તારૂં ચેતન આવે,
તુજ ડહાપણ જોતામાં કાંઇ નથી મણા રે–તું તો.

પટને ઓઠે નટ રહે છે, જેથી પુતળાં નાચ કરે છે;
સર્વ જગતના તુજ કરમાં છે તાંતણા રે–તું તો.

એક કરે સૌ જગત હલાવે, ચમક દૃષ્ટિ જેમ લોહ ચલાવે;
ગાન ઇચ્છા ગુણ ક્રિયા તારાં સોહામણાં રે–તું તો.

તું ખેલે છે બાજી તારી, તેમાં ન પહોંચે બુદ્ધિ મારી
કહે છોટમ તુજ ભજતાં ભાગે ભ્રમણા રે–તું તો.



## રાગ સોરઠ

### તાલ–લાવણી

---

મોજ ઉડ ચલી પવનકે સંગ;
જ્યુ મીલ ગયે પાંચે રંગ–મોજ.

જબ લગ શ્વાસા તબ લગ આશા,
મીલ ગઇ એકી રંગ
છૂટી દોરી હાથ ન આવે,
ઉડ ચલે પતંગ–મોજ
મેરી તેરી કરતે મર ગયા મુરખ,
મહેલ બન્યો ચોરંગ;
ભાઇબંધ ઓર કુટુંબ કબીલા,
કોય ન આવે તોરી સંગ–મોજ
અબહુ ન ચોત હેત કર હરીસેં,
કટે ચોરાશી ફંદ;
રામનામકી નાવ બના લે,
ઉતર ચલે સંતરંગ–મોજ

સપ્તલોક સતગુરૂ કે બાસે,
મીલ ગઇ ચારે રંગ;
નિર્મળદાસ રામરંગ માતા,
ચડે ન દુજો રંગ–મોજ૦

---

## રાગ સોરઠ ધુન
### તાલ–લાવણી

---

હરિ ભજી લેને વારંવાર, ઉમરિયાં થોડી–(૩)
તૃષ્ણાએ બાંધ્યો, ઇતઉત ડોલત;
જાશો જીવન તોડી—ઉમરિયાં થોડી.
નર નૃપતિ નામ રહિત થયાં છે,
ગયાં પૃથ્વિ સૌ છોડી—ઉમરિયાં થોડી.
દેહ મનુષ્યનો દેવને દુર્લભ,
ભજો નરનારાયણુ જોડી—ઉમરિયાં થોડી.
કળિકાળ મહા ફળદાયક,
દીધી હરિએ ચઢવાને ઘોડી—ઉમરિયાં થોડી.

નજરે નિહાળો સર્વ જુઠું છે ભાઇ,
માયામાં મન જાય ના દોડી—ઉમરિયાં થોડી.
સંસાર સર્વે મહા દુઃખદાયક,
અહો સાર પ્રપંચને છોડી—ઉમરિયાં થોડી.
કળિયુગમાં કીર્તન લાભ મોટો,
કહે દુર્લભ હાથ બે જોડી—ઉમરિયાં થોડી.

---

## રાગ બડહુસ-માઢનો ભાઈ

'તાલ-લાવણી

---

નાવમેં નદિયાં ડુબી જાય;
જરા તુમ દેખોરે લોકો—(૩)
એક અચંબા હમને દેખા, મછલી ચાવે પાન;
કૌવા બજાવે બાંસળી, મેડક તોડે તાન-જરા.
એક અચંબા હમને દેખા, કુવેમેં લગ રહી આગ;
કીચડ પાની જલ ગયા, મછલી રહ ગઇ સાફ-જરા.

ઘડા ન ડુબે ઘડી ન ડુબે, હાથી મલમલ નહાય;
કોટકંકુરે પાની ચડ ગયા, ચીડીઆ પ્યાસી જાય–જરા.

સાસુ કુંવારી વહુ હમેલશે, નણંદ શું તે હરખાય;
દેખનવાળી પુત્રીજન્મી, પાડોસણ લોલી ગાય–જરા.

કીડી ચલી સાસરે, નવ મણ કાજળ રહાય;
ભુરે હાથીકું લીઆ બગલમેં, ઉટલીઓ લટકાય–જરા.
ઓહી કીડીકા મૂતસે, નદિયાં નાવ બહી જાય;
બ્રાહ્મણ આવે ધોતી છાટે, સાધુ જાપ કર જાય–જરા.

એ કીડી મરતેસે, નવસો ગીધ ધરાય;
ઓહીમાંસે જો બચ ગયા, ચીલ લીયે મરડાય–જરા.
કહે કબીરા સુનો ભાઇ સાધુ, એ પદ હે નિર્માન;
એ પદકા કોઇ અર્થ બતાવે, સોહી સંત સમાન–જરા.

---

## એ કીર્તનના અર્થ

લોભ મોહની નદી ભક્તિરૂપી વહાણમાં ડુબી જાય.
સુરતા તરંગ ઉપડે ત્યારે આશારૂપી માછલી પાન ખાય.

હુંકાર ઉત્પન્ન થયો, ત્યારે મનમેડક તાન મારવા લાગ્યો.
માયારૂપી કુત્તો ખોટો—નાશવંત છે.
હાડમાંસ બળી જાય, પણ આશા માછલી ઉભી રહે.
સુરતાની તરંગ ખોટી નદી ઉભરાઇ, ત્યારે હુંકાર વછેરો
ને નહાય.
સુરતાનાં એ પાણી પૃથ્વી ઉપર પથરાઇ ગયાં,
છતાં તૃષ્ણારૂપી ચીડીઆ ધરાતી નથી.
સાસુ ઉપડી, આશા વહુને મહિના રહ્યા અને
માયા નણંદ નચાવે તેમ ચણા ખાય.
ભક્તિએ પુત્ર જન્મ્યો. બુદ્ધિરૂપી પાડોશણ લીલી ગાય
ને સમજ પડી.
સુરતા ચાલી ગુરૂ કરવા નવ તત્ત્વ કાજળ હાથ લીધા.
હુંકાર હાથી બગલમાં તુરંગ ઉંટ લટકાવ્યો.
એ કીડી એટલે સુરતાના પ્રેમની નદી ચાલી.
નીમ ને ધરમથી પાપ કપાઇ જાય.
સુરતા મળવાથી નવસો નાડીઓ છકી જાય.
જ્ઞાન વૈરાગ્યની પાંખ બનાવી વગર ભયે ચાલી જાય.

## રાગ માઢ

તાલ—લાવણી



તું તો પ્રભુપદ પંકજ ભજ રે, ભુલેલા ભમરા;
બીજી દુષ્ટ વાસના તજ રે, ભુલેલા ભમરા.
આ વાડી છે વિશ્વનારે, આવા તને અનુકુળ;
ડાળ પાંખડી તું ભમ્યોરે, તેનું ન લીધું મુલરે—ભૂલેલા.
આંખ અનુપમ તાહરીરે, ડોળા પચીસહજાર;
ખટ પગ બે પાંખડી સારી, તારી સૂંઢ અણીદારરે
—ભૂલેલા.
નવ તત્ત્વે તું નીપજ્યોરે, લેવા સર્વનો સાર;
ભક્તિ મધુરરસ પરહરી, લાગ્યો વિષય વિકારરે—ભૂલેલા.
એક ઘડી આનંદમાંરે, ન લીધું હરિનુ નામ;
તે નર પામર જાણવા, જેવા સુત્રર કાગ શ્વાન—ભૂલેલા.
આખો દિવસ એળે ગયોરે, ન કર્યો તત્ત્વ વિચાર;
જ્ઞાન પ્રકાશ ગમ્યો નહિ, ક્યું જન્મ્યો ધુડ
ગમારરે—ભૂલેલા.

સતગુરૂ સાચા શોધજેરે, પૂરે મનની આશ;
કહે છોટમ કિરતારને, તુરત બતાવે પાસ—ભૂલેલ્લા.

---

## રાગ—માઢની ધુન
### તાલ-લાવણી

---

મારાં ચિતડાં ચોરાયલરે, મારાં મનડાં હેરાયલરે;
કોડીલા મહાવા કહાનશુંરે—વારી જાઉંરે.
પ્રીત તો પૂર્વની એવી, નવી નહિ થાય નાથજી;
છુપાવી કેમ રહે છાની, મરમર જાય શરીર;
ઓધવજી વાત કોને કહીએરે—મારાં. ૧
દિવસ જાય દોહ્યલારે, વહાલા જુગ જેવડારે, વારીજાઉ;
રૂદન કરતાં રજની વીતી જાય, ઓધવજીરે વાત
—મારાં. ૨
ધીરજ કયાંલગી ધરીએ, વહાલા વ્રેહ કેમ વિસમેરે. વારી.
તેની દાઝુ લાગે માંહેલા શરીર, ઓધવજીરે વાત
—મારાં. ૩

પ્રેમને પિંજરીએરે, વહાલા વિલંબ નવ કીજીએરે—વારી.
નમેરા થયા શું નંદજીના લાલ, ઓધવજીરે વાત
મારાં. ૪
દાસ મોરારના ગુરૂ, રવિને ચરણે વિનવેરે—વારીજાઉં.
દર્શન દેજો દીનના દયાળ—ઓધવજીરે વાત કોને
કહીએરે. ૫

---

## રાગ—પીલુ બરવો

### તાલ—લાવણી

---

સમરૂં તો સુધરે મનખા મેરા, હો પ્રભુજીરે;
સમરૂં તો સુધરે મનખા મેરા જી.
રામ પ્રભુજીરે, ચુનચુન મટ્ટીકા મહેલ બનાયા,
રામા મહેલ બનાયા; એક દિન જંગલ બીચમેં ડેરા,
એક દિન જંગલ બીચમે ડેરા; હો પ્રભુજીરે,
સમરૂં તો સુધરે મનખા મેરા.

રામ પ્રભુજીરે, હાથ મિંઢળ કેસરીઆ વાધા રામા;
શીરપર ફૂલહેના સેજા–હો પ્રભુજીરે.
રામ પ્રભુજીરે, જલ ગયા તેલ, બુઝા ગઇ બતીયાં રામા;
ઘટડેમેં ઘોર અંધેરા (૨) હો પ્રભુજીરે.
રામ પ્રભુજીરે, મત્સ્યેન્દ્ર પ્રતાપે જતી ગોરખ બોલ્યા રામા;
ગોરખ બોલ્યારે: મૈ હું હજુરી ચાકર તેરા;
હો પ્રભુજીરે, સમરૂં તો સુધરે મનખા મેરા જી.

---

## રાગ–માઢ ધુન

### તાલ–લાવણી

---

કીધી મુને ઘેલી ઓધા,
કીધી મુને ઘેલી રે હો;
કાનુડે કામણગારે,
કીધી મુને ઘેલી રે.
સાળુડાની શુદ્ધ ભૂલી,
ભાંગ પીધી લીલી ઓધા;

સેંથાને ઠેકાણે મેં તો,
ચોઢી દીધી ટીલી રે હો–કાનુડે.
ઘરડાનો ધંધો ભૂલી,
સોળસેં સાહેલી ઓથા;
વનમાં વગાડી વહાલે,
મોરલી રસિલી રે હો–કાનુડે.
આંખડલીમાં એસી લાગી,
અષાડોની હેલી ઓથા;
મળ્યો મને મીઠાનો સ્વામી,
રંગ ગયો રેલી હો–
કાનુડે કામણુ કીધી મુને ઘેલી રે.

---

## ૨૫

### રાગ-માઢ ધુન

તાલ-લાવણી

---

શું રે કરૂં રાજ રાણા,
શું રે કરૂં પાટ રાણા;
ચિત્તમાં ચોરાયલ રાણા,
શું રે કરૂં હે રાણા-શું રે કરૂં૦

ઉભી બજાર રાણા,
હસ્તી ચાલ્યો જાય;
શ્વાન ભસે તેને,
શરમ શી થાય રાણા-શું રે કરૂં૦

મહાવા તારી મોરલીમાં,
ભરી મોણુ વેલ;
ઘડીક ઉભા રહો તો,
ભરી લઉં હેલ રાણા-શું રે કરૂં૦

## ૨૬

ભૂલી ભૂલી રાણા હું,
ઘરડાંનાં કામ;
અન્નડાં ન ભાવે,
નેણે નિદ્રા હરામ રાણા—શું રે કરૂં૦

નિંદા કરે રાણા,
નગરીના લોક;
ભજન કરૂં નહિ તો,
ફેરા થાય ફોક રાણા—શું રે કરૂં૦

બાઇ મીરાં કહે પ્રભુ,
ગિરધરના ગુણ;
રામને ભજીને હું,
થઇ છું નહાલ રાણા—શું રે કરૂં૦



## રાગ-જોગીઓ

### તાલ-લાવણી

(ગાવાનો ટાઇમ સવારે પાંચથી આઠ સુધી)

ભજન બનત નાહિ,
દિલ તો છેલાની રે;
દિલ તો છેલાની રામા,
દિલ છેલાની રે-ભજન૦
અચ્છે અચ્છે ભોજન ચહીએ,
ઠંડે જળ પાની રે;
ચાવનેકુ બીડીઆ ચૈએ,
ઓર પીકદાની રે-ભજન૦
રૂપાવંતી સેજા ચૈએ,
ફુલાવંતી નારી રે;
પુત્ર તો સુપુત્ર ચહીએ,
કુળકી નિશાની રે-ભજન૦
ખર્વ દો ખર્વ ધન પણ ચૈએ,
તખુ આસમાની રે;

કહે ગંગારામ દુનિયા,
લોભે તો લેવાણી રે-
સજન બનત નહિ,
દિલ તો છેલાની ૨.

---

## રાગ-જોગીઓ

તાલ-લાવણી

ભાષા કચ્છી

---

સંસાર સુપના ખોટી બાજી,
હલધર સાહેબ સેરે બંદા-સંસાર૦
જૈએ ઝપાટો કાળ જ દીધે,
હલ્યો રસ્તે એને એ સીધે;
મન મનસુબા પુરા ન કીધે,
સચ ચએ તું સમજ બંદા-સંસાર૦

પેસેમેં તું પ્રીત રખે તો,
આઠ પહોર અળખંત ખોવે તો;
પાજો પરભુ ભૂલી વીને તો,
કેમ કરે તું કુડા ધંધા-સંસાર૦
મિથ્યા સુખ તું હાણુજ માણુજ,
નામ રૂપ કે ખોટા મ જાણુજ;
રામસંગ કહે નીજ સુખ માણુજ,
સતગુરૂ સત તોરી કૃપા કેધા-
સંસાર સુપના ખોટી બાજી,
દલધર સાહેબસે બંદા.

---

## રાગ-જોગીઆ

---

તાલ-લાવણી

મળ્યો મનુષ્ય જનમ અવતાર માંડ કરીને,
તમે ભજ્યા નહિ ભગવાન હેત ધરીને:

તમે ખાશો જમના માર પેટ ભરીને.
તેથી રામનામ સંભાળ–હે હો હો જી.

ગઇ પળ પાછી ફેર ન આવે,
અંધો કરે અહંકાર; હો હો હો
ભવસાગરની ભુલવણીમાં,
વીતી ગયા જુગ ચાર–ફેરા ફરીને ૧

જઠરાગ્નિમાં જુગતે રાખ્યો,
નવ માસ નિરધાર; હો હો હો
સ્તુતિ કીધી તે અલખેલાની
બહાર ધર્યો અવતાર–માયામાં મોહીને. ૨

કળયુગ કુડો, રંગે રૂડો,
કહેતાં ન આવે પાર; હો હો હો
જપ તપ તીરથ કાંઇ નવ કરીઆં,
એક નામ આધાર–કૃષ્ણ કહીને. ૩

ગુરૂ ગમ પાયો, જુકતે ન્હાયો,
સહાય કરી જદુવીર; હો હો હો

ગંગાદાસકુ જ્ઞાન બતાયો,

રામદાસ મહારાજ–કૃપા કરીને. ૪

મળ્યો મનુષ્ય જનમ અવતાર માંડ કરીને.

---

## રાગ–બીલાવળ

### તાલ–લાવણી

(ગાવાનો વખત સવારે ૭ વાગે)

---

હરે તેરે શીરપર માથે જમરા ઝુરાના ઝુરાના,

મહોબત છોડી દે મનવા, આખીર મરી જાના હોજી.

જમરા ઝુરાના વારીજી

મતિ કર બુરાના બંદા;–

ભજી લે મુખથી પ્યારે,

જપી લે જીબાના જીબાના–મહોબત

આ રે કાયાનો વારીજી,

નથી રે ભરૂંસો બંદા;

લેવેગે હિસાબ બંદા,
હોવેગે હેરાના હેરાના-મહોબત

સાચા ધણીનો વારીજી,
કરી લે ભરૂસો બંદા;

પરદેશી પંખી માલુલો,
કરે રે પીઆના પીઆના-મહોબત

કહે રવિસાબ વારીજી,
ભાણુ પ્રતાપે બંદા;

સભી જીવ હરિ કેરા,
મતિ રે દુભાના દુભાના-

મહોબત છોડી દે મનવા, આખીર મરી જાના જી.

---

## રાગ-બીલાવળ

---

### તાલ—લાવણી

જસોદા જીવનનેરે, માતાજી મોહનનેરે;
કહેજો કાળા કાનુડાનેરે.
મહી વેચવા ગઇતી માડી, દુધ પીધાં દાડી દાડી;

હેતે દીધી તાળીરે, કહેજો કાળા કાનુડાનેરે.
ફૂલ વીણવા ગઇતી વાડી, કહાને નાખી આડી આડી;
એવો છે અનાડીરે, કહેજો કાળા કાનુડાનેરે.
સુતી હું ઢોલીઓ ઢાળી, કહાને ઓઢાડી સાડી;
રંગમાં રમાડીરે, કહેજો કાળા કાનુડાનેરે.
દાસ જીવણુ ભીમને ચરણે. જાઉં ગુરૂનાથ શરણે;
દર્શન દેજો દાડીરે, કહેજો કાળા કાનુડાનેરે.

---

## રાગ–બીલાવળ

તાલ–હીચ, માત્રા–૪
(ધાતા ધાતા ધીન તક)

---

જુઠડીરે કાયા રાણી, જુઠા શું બોલો;
વઢશે તુને તારો ઘડનારોરે કાયા–જુઠડી.
જુઠડી કાયા, જુઠડી માયા, જુઠડા જુગ ભરમાયારે;
અંતકાળે જીવ જાવું એકલા, મર્મ ન કોઇથી પાયારે
—જુઠડી.

આ રે જગતમાં વહેલા વળશુંજી, આવી ભારથમાં ભરાણુારે
સગાં કુટુંબની લાલચ લાગી, તરીઆના બોલે બંધાણુારે
કાયા—જુઠડી.

અહીં પદારથ મોટું પામ્યો, ભજન કરી લે ગુરૂ દેવાના;
પુત્રજ ધન ને અનહદ લક્ષ્મી, એ ફળ છે તારી
સેવાનાંરે, કાયા—જુઠડી.

આ રે જગતમાંથી એવા એવા ગયા છેજી,
હાથી ઘોડાના ચઢનારા;

ઘટ ભીતર ગુણ ગાવે નથુરામ, અહીંઆં નથી કોઇ
રહેવાના રે, કાયા જુઠડી–કાયામાં જુઠા શું બોલો.



## રાગ-કાફી
### તાલ-લાવણી

( ગમે તે વખતે ગવાય. )

વ્હાલા રે સંતને જય જય સીતારામ;
એજી મારા હાલતી વેળાના રામરામ;
હા મારા ગુરૂજીને કહેજો પ્રણામ-વહાલા રે૦
ક્યાં થકી આવ્યા, ક્યાં તમે જાશો?
ક્યાં જઇને કરશો વિશ્રામ?-વહાલા રે૦
સતસંગ કરવો, ભવસાગર તરવો;
કાયા પડીઅલ પીપળ પાન-વહાલા રે૦
હ્રદયમાં રાખું, ઘડી ન વિસારૂં;
મારે જુગના જીવનની સાથે કામ-વહાલા રે૦
સતસંગમાં એક હીરલો બીરાજે;
જીવને હોય પૂર્વની ઓળખાણ-વહાલા રે૦
દાસ જીવણ સંતો, ભીમ કેરે ચરણે;
આપણે જાવું છે વૈકુંઠધામ-વહાલા રે૦

## રાગ-કાફીની ધુન

### તાલ-લાવણી

---

મન અભીમાની થાય મુરખ નર !
નરભવ શીદ ગુમાવો, હે હે હે જી
હીરો છોડી વાહ રે વાનર,
કાચ તું લેવાને ધાયો-હે૦
કોઠન કાઠા લખીયાં કરમે,
મોદક ક્યાંથી ખાઓ-હે૦
પિતને મરતાં પુત્રે ભાળ્યો,
પુંજી ભાળી હરખાયો-હે૦
અનહદ લક્ષ્મી છોડી પિતાએ,
ભેળો ન લીધો સવાયો-હે૦
નજરે જોતાં ન સમજ્યો મુરખ
માયાના ફંદે ફસાયો-હે૦
કંચન કામની છોડી પિતાએ,
હાલ તે સર્વનો થવાનો-હે૦

સાધુ પુકારે, સંતો પુકારે,
પુકારે પુરાણ અઢારો રે જી–હે૦
ભજન કર જુઠી જાળને તોડી,
શીદ ભરે પાપ ભંડારો–હે૦
કાળ સર્પે ગ્રહ્યો મેડકને,
તીડ ખાવાને ધાયો–હે૦
બુદ્ધિથી મન મેડક મારો,
સફળ કરો જનમારો–હે૦
છોડી પ્રપંચ હરિહરને સમરો,
કામ ક્રોધને વારો–હે૦
કહે દુર્લભ બન્ને હાથ જોડી,
છેલ્લો શબ્દ છે મારો–હે હે હે !
મન અભીમાની થાય, મુરખનર !

## રાગ-કાફી ધુન
### તાલ-લાવણી

---

ક્ષમા ખડગ કર ધારો મારા સાધુભાઇ!
ક્ષમા ખડગ કર ધારોરે-હે હે જી.
સત સમશેર ને બાનુ બરછી,
જ્ઞાન ઘોડા શણગારો-હે હે હે જી.
લક્ષ્ય લગામ ને પ્રેમ પલાણુ,
ચિત્તને ચાબુક મારો, મારા સાધુભાઈ-ક્ષમા ખડગ.
ધીરજ ઢાલ ભજનનો ભાલો,
સતનો બખ્તર સારો-હે હે હે જી.
કુડવા નગરમાં મન મેવાસી,
વેગેથી વિદારો, મારા સાધુ ભાઇ-ક્ષમા ખડગ.
કામ ક્રોધ ને મોહ મમત એ, વેરી તમારા નિવારો
—હેહેહેજી.
જીતો તો જશ જગ પામો, હારો તો નરક સિધારો
—મારા સાધુભાઇ.

વિચારમાં આયુષ્ય વહી જાશે, એનો શો ઉધારો
—હેહેહેજી.
જુગ જેવી પળ એક જાય છે, ગુરૂનું જ્ઞાન વિચારો
—મારા સાધુભાઇ.
આ ભવમાં આત્મા આવ્યો, એને તો ઉગારો
—હેહેહેજી.
ગણપત કહે ગોવિંદને સમરો, સફળ થશે જન્મારો–
મારા સાધુભાઇ ક્ષમા ખડગ કર ધારો–હેહેહેજી.

---

## રાગ–કાફી હોરી

### તાલ–દીપચંદી

(આ તાલને સાધુ લોક માચ કહે છે. એની માત્રા ૧૪)

[ધાતીન ધાતીન ધાધાતીન તાતીન]

---

કર પરમારથ પ્રાણી, રહેગી તોરી નામ નિશાની–કર.
તલભર તનકો નાહી ભરૂંસો, રખ હૃદય બીચ જાણી;

તાતે સુકૃત કરી લે ભાઇ, કર પ્રભુકે નામકી કમાઇ,
ઉત્તમ તક એળે ગુમાઇ (૩) કર.
આશાકી હોરી કુરે બુઝાદે, ડાલ સંતોષકો પાની;
કહે પીગળ હરિનામ સુમરલે, સાચી છે એ કમાણી;
લે દુનિયા ફાની રે જાણી, કર પરમારથ પ્રાણી.

---

## રાગ-પીલુ હોરી

### તાલ-લાવણી

( બપોરે એકથી પાંચ સુધી ગવાય )

---

કનૈયા મોસે ખેલો હોરી, કરો ન ઠીઠોરી-કનૈયા.
ચંદ્રબદન નવ નટન ગ્વાલની, નૈનનકે મતવાલી;
લેલે હાથપર ડાર કુંકુમકર, બૈઆ જક જોરી;
—મોસે ખેલો
અબીર ગુલાલસે બાદર છાયે ખેલે શ્યામ કિશોરી;
કાનકુંવર મોહે રંગના છીટકો, ભીંજે નવરંગ સાડી
-મોસે ખેલો.

સબ સખીઆ મીલ હીલમીલ આઇ,
એક શ્યામ દુજી ગોરી;
અપના અપને મંદિરસે નીકસી, ખેલે નંદ દુલારા–
મોસે ખેલો હોરી, કરો ના ઠીઠોરી–કનૈયા.

---

## રાગ–સોરઠ ધુન

### તાલ–લાવણી

---

મોહે રોકનવાલે કોન, મગનસે જાઉં ચલી;
સતગુરૂ પકડોને મેરી બાંય–મગનસે.

ઇંડા હતા જબ બોલતાથા, બચ્ચા બોલત નાહિ;
ખટ દર્શનમેં સાચે પડીએ, ગોરખકુ ગમ નાહિ–મગનસે.

પહેલેસે આપ જનમીઆ, પીછે બડા ભાઇ;
ધામધુમસે બાવા જનમ્યા, પાછળ જનમી માઇ–મગનસે.

આગેસે દુધ જમાયા, પીછે દોહી ગાઇ;
બછરા ગવુકા પેટમે, દુધ હાટોહાટ બેચાઇ–મગનસે.

કીડી ચલી સાસરે, નવ મન કાજળ સાઇ,
ભુરે હાથીકો લીએ બગલમેં, ઉંટલીએ લટકાઇ–મગ.
કહેત કબીરા સુનો ભાઈ સાધુ એ પદ હે નીરસાઇ
એ પદકુ કોઇ બીરલા ભને સંતો ગયા ખાઈ–
મગનસે જાઉં ચલી મોહે રોકનવાલે કોન ?

---

## એ ભજનના અર્થ

સુરતા ઉપડી તે કોણ રોકનાર છે ?
પ્રભુ મારી બાંય પકડી, તે ઠેકાણે લાવે.
ગર્ભવાસમાં પ્રભુ સાથે શરત કરી, જન્મ્યા પછી ભૂલી ગયા.
ત્રણ અવસ્થા ને ત્રીગુણી માયામાંથી ગોરખ અલગ થયા.
સૃષ્ટિ પહેલાં નારાયણની ઇચ્છા થઇ, બડાભાઇ બ્રહ્માને પેદા કરવા.
ધામધુમથી શંકર આવ્યા અને માતાજી શંકર પાર્વતીજી
બુદ્ધિ સ્વચ્છ થઇ, ગાયરૂપી ભક્તિ કરવા માંડી–દોવું તે.

ભક્તિનું ફળ પ્રભુ હાથ, પણ જગત જાણે કે ભક્તિ
કરે છે.
ચોવીસ તત્ત્વમાંથી ખરાં નવ લઇ, સુરતા ગુરૂ
કરવા ચાલી
હાથી એટલે હંકાર, ઉંટ એટલે તુરગઃ બન્ને બદન-
માંથી કાઢી બગલમાં દબાવ્યા.
ભક્તિ ઉત્પન્ન થઇ કે હંકાર–તુરગનું જોર નરમ પડયું.
સંતલોકો એ માયાના અનુભવથી છેટા રહ્યા, એટલે
ખાઇ ગયા.

---

## રાગ–કસુરી
### તાલ–લાવણી

---

કયા નિંદરભર સુવો, તમે હૈયે વિચારી જુઓ,
અજ્ઞાની લોકો રે, તમે કયા નિંદરભર સુવો–
માતપિતાની સેવા કરતાં, સરવણ સ્વર્ગે ગયો.
–ભાઇ સરવણ

આ કળજુગનું કલંક ન લાગે, હૈયે વિચારી જુઓ
જુઓ જુઓ—અજ્ઞાની લોકો
માત તાત ને કુટુંબકબીલો, માયા મોટો કુવો
—ભાઇ માયા.
દયા ધરમમાં કાંઇ નવ સમજ્યો, માંહે મુંઝાઇ મુવો
—અજ્ઞાની.
હાઉ હાઉ કરીને હાક જ મારે, ભેદ ન જાણે ભુવો
—ભાઇ ભેદ.
જડીબુટ્ટી તારી કામ ન આવે, ધનવંતરી વૈદ્ય મુવો
—અજ્ઞાની.
આછાં પીળાં વસ્તર પહેરતો, કાંઇ ન માણી મુવો
—ભાઇ.
ફરરર કરતા ઉડી જાશો, આંખું ઉઘાડી જુવો,
—અજ્ઞાની,
જે નર આવ્યા સતગુરૂશરણે, અમરપટો લીખી લીઓ
—ભાઇ.
ભૂતનાથ શરણે ભણે અખૈયો, ખાતા ખોળી જુઓ
—અજ્ઞાની.

## રાગ–કાફી

### તાલ–લાવણી

---

દોરી લાગી, રામૈયા દોરી લાગી;
લગની લાગી, રે તારૂં નામ, તારૂં નામ–જીવો દોરી
પવન ને પાણી હંસા, કરી લે વિચાર;
ઘટોઘટ દોરી બોલે રામ રણકાર—દોરી૦
નાભીકમળથી છૂટી મારી દોર,
સુન શિખરપર જઇ ઠેરાણી લાગી મારી દોર–દોરી૦
વાગે છે ઘુઘરા ને વાગે સિતાર;
તરવેણીના તીરપર છોડી દે દવાર–દોરી૦
ફૂટી ગયાં તુમડાં ને તુટી ગયા તાર;
ઉડી ગયા આમલીઆ ને ગયો બજાવનહાર–દોરી૦
ગુરૂ રે રામાનંદ તારો પંથડો બતાવ;
એમ બોલ્યા કબીર બાવો, સાહેબનો આધાર–દોરી૦

---

## રાગ-ધનાશ્રી

### તાલ-લાવણી

( આ રાગ બપોરે ત્રણ વાગે ગવાય છે. )

જોબનધન પાવના દિન ચાર;
મીથ્યા ગર્વ કરે ગમાર-જોબન૦
પશુકે ચામસે પનીઆ બનત હે, મઢતે નોબત નગાર;
નરદેહ કછુ કામ ન આવે, જમ આગે લાચાર-જોબન
હાડકા પિંજર મઢા ચામસે, ભીતર ભરા હે ભંગાર;
ઉપર રંગ સો રંગ બનાયા, કારીગર કીરતાર-જોબન.
દસ શીશ વીસ ભુજા જીનોકે, પૌત્ર પુત્ર પરિવાર;
મરદ ગીરદમાં મીલ ગયો રે, લંકેકા સીરદાર-જોબન.

કહેત કબીરા સુનો ભાઇ સાધુ;
છોડ દીયો અભિમાન—જોબન૦

## રાગ-કસુરી
### તાલ-લાવણી

દેખો નૈનુમાં આપણો રામ રમે રે હો-જીવો જીવો જી જી
રામ તો રમે રે, આપણો ધણી તો રમેરે-દેખો.
સાકર મેલી હંસલા, ઓરી તે ચીરોડી રે;
સાચાં મોતીડાં તને ક્યાંથી મળે રે-દેખો.
મોટા રે મેરામણનો હંસલા, મરમ ન જાણ્યો રે;
ભવસાગરમાં મુરખો, ભટકી મરે રે-દેખો.
કુડકપટની હંસલા, કરી તે કમાયો રે;
કાળ ઝપાટો તારા ડગલે ફરે રે-દેખો.
ભ્રમણામાં ભૂલ્યો હંસલા, ભક્તિમાં નાવે રે;
તનડાં બાંધો તો એના મોહ ના ટળે રે-દેખો.
કહત કબીરા સુનો ભાઇ સાધુ રે;
ખોજો કરો તો એની ખબરૂં પડે રે-
દેખો નૈનુમાં આપણો રામ રમે રે-
હો જીવો જીવો જી જી.

## રાગ-માઢની ધુન

### તાલ-લાવણી

---

બાજી કેમ આવે હાથ, બાજી નહિ આવે હાથ;
લડાઇ લાગી રે કાયા શહેરમાં રે-જીવો જીવો જીજી.
ભાઇ રે વેદે વાતુ વદાય છે રે-જીવો.
મુરખ નરને ગ્નાન કહ્યુ ન થાય-લડાઇ.
ભાઈ રે સાચી વસ્તુ છે તારા શહેરમાં રે જીવો.
દુનીઆ અંધી કેમ થાય, દુનીઆ ઉંધી કેમ જાય;
કરો દીપક ઘર ઢુંઢીએ રે-લડાઇ.
ભાઇ રે તીરકસ તીર, ભાંથે ભર્યાં રે-જીવો.
થોથા શાને ઉડાવ, ગોથાં શાને રે ખાવ;
મરઘો ચરે છે તારા શહેરમાં રે-લડાઈ
ભાઇ રે તીરકસ તરવેણીના તીરમાં રે-જીવો.
ધમણું ધમશે લુવાર, ધમણું ધમશે લુવાર
નુર ઝરે ધણીના સુરા પીવે રે-લડાઇ.
ભાઇ રે સુન મંડળમાં મારો શામ બીરાજે રે-જીવો.

એ છે નોધારાનો આધાર, અધમોનો આધાર;
એકલ અવીનાશીના તારાજ છે રે-લડાઇ.
ભાઇ રે વાઘનાથ શરણે વેલો બોલીઆરે-જીવો.
ગુરૂ દશુનો દાતાર, ગુરૂ મુક્તિનો દાતાર;
લડાઇ લાગીરે કાયા શહેરમાંરે-જીવે જીવે જી જી.

---

## રાગ-કાફી

( તાલ-લાવણી )

---

( અગમવાણી )

ગરવો દીસે રળિયામણો બાળા રાજા
ગરવો દીસે રળિયામણોરેજી;
રૂડી દીસે વનરાઇ આશા વળુંધા અમે આવીઆરે જી.
છ છ મહિને પુત્ર જનમશે બાળારાજા
છ છ મહિને પુત્ર જનમશે રે જી;
એ તો કાળો કેર કહેવાયરે (૨)
એવા કળજુગ આગળ આવશે હે જી. ૧

નરને દેખી નારી દોડશે, બાળારાજા
એક નર વાંસે નવ નવ નારરે (૨) એવા કળજુગ. ૨

બગલું દેખીને નારી દોડશે, બાળારાજા
બગલા ઉડી ઉડી જાયરે (૨) એવા કળજુગ. ૩

બગલો ગોખે જ્યારે બેસશે, બાળારાજા
ત્યારે નારીઓ કરશે રાજ રે (૨) એવા કળજુગ. ૪

બાબરો ભૂત એક જાગશે, બાળારાજા
તે તો કરશે ઉતપાત (૨) એવા કળજુગ. ૫

ઘોર હમાતુના નર જાગશે બાળારાજા
એનાં ધોતિયાં અધર સુકાય—એવા પ્રતાપી નર
જાગશે રે જી. ૬

વેલાના ચરણે રામો બોલીઆ, બાળારાજા
શરણે આવેલને ઉગાર વસમી વેળાની કરૂં વિનતિરેજી.૭



## રાગ-ઝીંઝોટી

### તાલ-લાવણી

સુને દેખત આવે હાંસીરે પાનીમે માન પીઆસી;
ભલા પાનીમે મીન પીઆસી.

ગ્નાન વિનાનો નર ફીરે ભટકતોજી;
કોઇ મથુરાં કોઈ કાશીરે-પાનીમં.

જોગી હોકર જટા બંધારેજી;
બન બન ભટકે બનબાસી-પાની.
નિજ નાભીમાં બસે કસ્તુરીજી;

બનમેં ઢુંઢે બનગાસીરે-પાની.
પોથી પઢપઢ પંડત મુઆજી;

તોય ન મીલા અવીનાશારે-પાની.
મસીદ ચડકર મુલ્લાં પુકારેજી;
કટી નાહ જમકી ફાંસોરે-પાની.

કહત કબીરા સુનો ભાઇ સાધુ;
નિશદિન ભજો અવાનાશારે

પાનામેં મીન પીઆસી.

## રાગ-જોગીઓ

### તાલ-લાવણી

---

મળજો સાહેબને દરબાર, મળજો ધણીને દરબાર;
મળજો જતી સતી રે!
ખેતર બગાડયું ખણુસળે ને, સભા બગાડી કુડ;
સત બગડીઆ લાલચે, ભાઈ સત બગડીઆ લાલચે;
જયુંકે સર મીલ ગઇ ધુલ-મીલજો
આંબો જાણી મેં સેવીઓ, આંબો પાકયો કૈં લાસ;
આંબે કેરી પહેલ વહેલી, ભાઇ અમને મીલજો
સાખ—મીલજો
અંધા આગે કયા આરસી ને, કયા બહેરે સે બાત?
કુડે નરકી કયા દોસ્તી ભાઇ, કયા લંગડે સાથ?
—મીલજો
હીરા માણેકની કોટડી ને, રત્ન જડેલાં કમાડ;
નવ મહિને બેઠી નાગરી ભાઇ, એનો ઘડનારો
ઘટમાંય—મીલજો

કબીરની માએ કબીર જનમ્યો, કબી ન પાયા સુખ;
ડાલે ડાલે કબીર ભટકયો, પાને પાને દુઃખ—
મીલજો જતી સતી રે કોઇ સાહેબને દરબાર

---

## રાગ કસુરી

### તાલ—લાલણી

---

સતગુરૂ મળીઆ, જીવના સંશય ટળીઆ, વીરા !
બેહે ભરમણા ભાગી, હો જીવો રે—ભાગી રે ૧

ગ્નાન ને ધ્યાન હું તો કાંઇ નવ જાણું;
મારી લગની લાલનસે લાગી જીવો રે—લાગી રે ૨

નાભીકમળથી રે નાવ ચલત, વીરા !
જળહળ જોતું પરકાશી જીવો રે—પરકાશી રે ૩

સુરા ને સાધુ સનમુખ રે હવે, વીરા !
કાયર જાશે નાસી જીવો રે—નાસી રે ૪

બીજ બંધુકડી ને પ્રેમ પલીતો અમને;
જ્ઞાન ગલોલી લાગી જીવો રે—લાગી રે ૫
દાસ જીવણ સંતો ભીમ કેરે ચરણે;
અમને સંત મળ્યા સુહાગી જીવો રે—સુહાગી રે. ૬

---

## રાગ-કાફી ભજન

### તાલ—લાવણી

---

લાગ્યાં શબ્દનાં બાણ, તેના પ્રેમ વીંધ્યા અમ પ્રાણ
ભજનમાં ખુબ ખેલના હો જીવો રે, જેને લાગ્યાં
શબ્દનાં બાણ જી

તેરા સાહેબ દૂર બંદા, જૈસી લખો ખજુર;
ચડે તો રામરસ ચાખ લે, પડે તો ચકમાચુર—
ભજનમાં

માખી બેઠી મધપે બંદા, પાંખડીઓ લપટાય;
ઉડનકા સંશય ભયા, સમજ સમજ પસ્તાય—
ભજનમાં.

તેરા સાહેબ તુજમેં બંદા, જયુ પત્થર મેં આગ;
જો ચાહે દેદાદરકુ તો, ચકમક હો કર લાગ—ભજનમાં.
કયા બખ્તરકા પેરના બંદા, કયા ઢાલોકી ઓથ;
શુરા હોવે સન્મુખ રહેવે, એક બંજનકી ચોટ—
ભજનમાં.
હાડ જલે જયુ લકડી જલે, જલ જલ જલે શરીર;
રામાનંદકી ફોજ મેં, સન્મુખ લડે કબીર—ભજનમાં.

---

## રાગ—કાફી

### તાલ—લાવણી

---

પાવલીઆ ધોયા વીણા સુખદાઇ, કૃપાળુ હો રઘુરાઇ !
તમને નહિ ગંગા પાર ઉતારૂં
સંસાર કહે છે સરવે, મનુષ્ય બનાવવાની,
તવ પદ પંકજ ઔસીદી ગણાઇ—કૃપાળુ હો.
શલ્યાની જ્યાં થઇ સુંદરી ત્યાં,

કાષ્ટનુ કેહવુ શું ?

નાવ મારૂં રહ્યું જળ ખાઇ—કૃપાળુ હો.

ધંધો એ સઘળો ધીરા મારો પડી ભાગે હો જી

નાવ મારૂ મુની પતની થઇ જાય—કૃપાળુ.

એ નાવથી પાળું મારો બધા પરીવારને હો જી

બીજી જાણું નહી કંઈ કમાઇ-કૃપાળુ.

જલદી જાવું હોય તો, ઝટ આગ્યા દીજીએ હો જી

નથી જોતી મારે ઉમરાઇ—કૃપાળુ.

માહારાજા દશરથના એ, રામપદ શાણુા હો જી

સાચુ કહું છું સમ ખાઈ,

કૃપાળુ હો રઘુરાઇ તમને નહી ગંગા પાર

ઉતારૂ હો જી.



## રાગ સીંધુડો રામાયણનો

### તાલ—લાવણી

(ગાવાનો વખત સવાર)

---

કોઇનો ભાર ન રાખે મોરા આ આ આ આ આરી,
આપે વ્યાજ સીખે ગર્થ, વાઆ આરી.
સુદામાજીના તાંદુલ લીધા,
તેના મહેલ કંચનના કરી દીધા—૧
દ્રોપદીજીનું આવ્યું જ્યારે ટાણું,
ચીર પુર્યાં નવસોને નવાણું—૨
પાટો બાંધ્યો પ્રભુની પીડા જાણી,
ચીર પુર્યાં એ છે રે એંધાણી—૩
કુબજા કેરૂં ચંદન લીધું,
એને રૂપ અનુપમ કરી દીધું—૪
ગોવાલીડે ઓછવ કીધો,
વાલે શીર પર ગોવર્ધન લીધો—૫

જેનું લીધું તેને તો દીધું,
તેમાં પરમારથ શું કરી દીધું—૬
ધન્ય ધન્ય નરસીંઆ તારી વાણી,
એમ બોલ્યા સારંગપાણી—૭

---

### રાગ ધનાશ્રી
તાલ—લાવણી

---

તલભર સુખીઆ નહી કોઈ દેખા
જા દેખુ વાહ દુખીઆરે ભાઈ.
સુખીઆ નહી કોઈ દેખા,
જમીન બી દુખીઆ, આકાશ બી દુખીઆ,
દુખીઆ પવન ને પાણી ભાઈ—સુખીઆ.
ચંદા બી દુખીઆ સુરજ બી દુખીઆ,
દુખીઆ નવલખ તારા ભાઇ—સુખીઆ.
રાજા બી દુખીઆ, પરજા બી દુખીઆ,
દુખીઆ સબ સંસારા ભાઇ—સુખીઆ.

જોગી બી દુખીઆ ભોગી બી દુખીઆ,
દુખીઆ સાધુ સન્યાસીરે ભાઈ—સુખીઆ.
મછંદર પ્રતાપે જતી ગોરખ બોલ્યા,
ભજન કરે સો નર સુખીઆરે ભાઈ—સુખીઆ.

---

## રાગ કસુરી

### તાલ—લાવણી

---

લેને લેને લાવ જીવને જોતાં નહી જડે
જોતાં નહી જડે રે સંતો શોધ્યું નહી મળે—લેને.
કસ્તુરી ને કેવડો લઇ તેલમાં તળે,
બાવળીઆનું બીજ વાવે, આંબો નહી ફળે—લેને.
મોતી સરખો દાણો લઈ ઘંટીમાં દળે,
આવો રૂડો મનખો મેલી ભુતમાં ભળે—લેને.
સંત બોલાવે બોલે નહીં ને અભીમાનમા ફરે,
મારી ધસકે આગળ કરશે, વેઠે ભાર ભરે.—લેને.

માયા તુને મીઠી લાગે, ગોળ પે ગળી.
નરભેરામના સાથમાં શોધ્યું નહી મળે—લેને.

---

## મોહની ધુન

તાલ—લાવણી

---

નિશ્ચે કરો રામનું નામ રે, નથી જોગી થઈ ને જાવું,
હાં રે નથી જોગી થઈ ને જાવું. (૨)
નથી ભેખ ભગવો પેરવો, ભેગું કરી ને ખાવું.—નથી.
જો પુર્વે તો ભગવા કરજો, પુર્વે ઉજળ રાખે,
રખે દુભવો સામા જીવને, સુખ સામાનું તાકો રે.
—નથી.
એક ત્રાજવે સૌ સંસારી, બીજે જોગી લાવો,
કીઆ જોગીને રામજી મળીઆ, એવો એક બતાવો રે.
—નથી.
કોઈ નાઠા રાંડો ને રોશે, કોઈને મળી ન નારી,
કોઇ સ્વાદે, કોઈ ગરજે નાઠા, કેમ મળે ગીરધારી રે.
—નથી.

મેહતો, મીરાં ને પ્રહલાદ, સેનો નાપીક નાતી
ધનો પીપો રોહીદાસ કુબો, ગોરો કુભારની જાતી રે.
—નથી.

બોડાણો ન્યાતી રજપુતની, ગંગાબાઈ ઘરનારી,
સેવક થઇને બન્ને રહ્યા તો, ઘેર આવ્યા ગીરધારી.
—નથી.

જંગલ મંગલ કરીને જાણે, મંગલ જંગલ જેને,
કડવુ, મીઠુ, મીઠુ કડવુ, સમજી વશ છે તેને રે. નથી.
પરવ ઓથે જેમ ઘૃત રહ્યું છે, તલ ઓથે જેમ તેલ.
કહે નરભોરામજી સર્વે એવો જેનો ખેલ રે, નથી.
નિશ્ચે કરો રામનુ નામરે—નથી.

---

## રાગ જોગીઓ

### તાલ–લાવણી

---

ઐસે પાપી નર હોવે કલજુગમેં,
પઘડી બાંધે પેચ સુમારે,
ઠુમક ઠુમક પગ દેવે
રામા ઠુમક ઠુમક પગ દેવે
ગલી ગલી બીચ ફીરે ભટકતા,
નાર પરાઇ પાપી ઢુંઢતા ફીરે રે
–કલજુગમેં.

ભુખે પ્યાસે સાધુ આવે,
ચપટી ચુન ના દેવે–રામા
જબ રાજેકા ડંડ પડેગા,
રોક રૂપૈયા ગીન ગીન દેવે રે
–કલજુગમે,

માત બેનકો કહ્યો ન માને,
બાપકુ ગાલી દેવે–રામા

સાલે સસરેકુ નિત જુમાવે,
ભાઓસે પાપી બેર લડેગે રે
-કલજુગમેં.
જબ લોહેકા થંભ લગાઓ,
ઉનસે બાથ ભરેગો
રામા ઉનસે બાથ ભરેગો.
કહેત કબીરા સુનો ભાઇ સાધુ,
પાપ પુન દોનો સંગમે ચલેગો રે
કલજુગમેં ઐસે પાપી નર હોવેંગો.

---

## રાગ કાલીંગડો
### તાલ-લાવણી

---

(રાતે બાર વાગે ગાવામાં લેવો.)
પ્રભુ તને પ્રસન્ન તે કેમ થાએ,
તારા દીલનું કપટ નવ જાયે-પ્રભુ
પ્રભુ કીરતન પ્રભુ નામ સ્મરણમાં,

અતીશે આળસ તારે
ડાચાકુટ લવ પરનિંદામાં
આખો દિવસ નવ હારે—પ્રભુ
પ્રભુનું પુજન કરતી વેળા,
કાયા તારી કંપે;
ગંજીપો સોગટાં રમવામાં,
સારી રાત ન જંપે—પ્રભુ.
પ્રભુનું ચંદન ઘસતાં,
શરીર તારૂં બગડે
કુંડી કુટકુ લઇ મરી મસાલો,
ભાવે ભાંગ જ રગડે—પ્રભુ
એકાદશી ઓચ્છવનું જાગરણ,
અતિ અઘરૂં તને લાગે
નાટક ભવૈઆ જોવા સારૂ,
સારી રાત જ જાગે—પ્રભુ.
હરિના જનને લુખું સુકું,
વેઠ જ વળગી જાણે:

સગા છોડી સાસરીઆને,
પીરસે મીષ્ટ પરાણે–પ્રભુ.
જગ દેખતાં જપવા બેસે,
નાહ્યા વીન બેસે ખાવા
ગળાં કાપે ત્યાં થાય ગળગળો,
વાહ વૈષ્ણવજન બાવા–પ્રભુ
આ કરવું આ ન કરવું,
એમ અન્યને કહે છે;
તે પ્રમાણે તું નથી કરતો,
અનુચિત કર્મ કરે છે–પ્રભુ
અંદરના છળ અન્ય ન જાણે,
જાણે અંતરજામી,
પ્રભુ છે સાચાનો સંગાથી,
દાસ દયાનો સ્વામી.
પ્રભુ તને પ્રસન્ન તે કેમ થાશે...

---

## રાગ સોરઠ ધુન

### તાલ—લાવણી

---

ગોવિંદ જાણ્યા વિના વરસ સાતે ગાળીઆં રે
સાતે ગાળીઆં રે, મુરખા ગાળીઆં રે
તેં તો ગાળીઆં રે, તેં તો ગાળીઆ રે—ગોવીંદ.
ગળે પાસ બાંધી જમ લેહશે કાપો કાપો મુખથી કેહશે
રંગ ભરેલા રેહશે મંદીર માળીઆ રે
તારાં માળીઆ રે—ગોવીંદ
શુરો પુરો સુરાપાને, કૃષ્ણકથા નવ ગોઠે કાને
ભજની જન ભક્તોને ખળ તેં ખાળીઆ રે
—ગોવીંદ.
હૈએ ન ધર્યાં હરીને, ભુંડાઇ વેરી ઝાઝ ભરીને
દયા વીન દાન દઇને બાળીઆ રે
તેં તો બાળીઆ રે—ગોવીંદ
અડબંગાઇમાં ઉમ્મર આખી,
નર ચિંતામણ ખોઈ તેં નાખી;—
હૈઆમાં રાખી તીખી પાળીઆ રે—ગોવીંદ.

ધરમરાયની આગળ ધરશે,

ત્યાં ગાતર તારા થરથરશે

બાંધી જમડા કરશે તારા અડાળીઆ રે—ગોવીંદ

મરણુ ધાત જાગી આવાની

વાર નથી હવે જાવાની

સાથે ન આવે વાલ એકની વાળીઆ રે—ગોવીંદ.

વસ્ત્ર ઘરેણા ખુંચી લેશે,

મશાણે જઇને બાળી દેશે

કહે રૂષીરાજ દાટયા રેશે રાળીઆ રે

તારા રાળીઆ રે, તારા રાળીઆ રે—ગોવીંદ.

---

## રાગ કાહુરવો

### તાલ—લાવણી

---

પામર પ્રભુરસ શું પીવે રે

પીવે મારા હરીના જન (૨)—પામર.

હરીગુણ ગાવાના હોંસીલા,
જગમાં હરીના જન રે (૨)
ખર શું ખાઇ જાણે ખીર ને,
જેનુ ઉકરડે છે મન (૨)–પામર.

કાગ મોતીડાને શું કરે રે,
મોતી ભરખે મરાળ (૨)
પાનબીડાં શાં પાડાને,
પાડો શોધે પરાળ (૨)–પામર.

અંધા આગળ શી આરસી રે,
જાણે છાણા સમાન (૨)
બેહરા આગળ શાં બોલવાં,
કયાંથી સુધરે કાન (૨)–પામર.

ભમરે ગીગાને ભોળવા,
બધો દેખાડયો બાગ (૨)
જોઈ વાડીના ઝાડવા,
ભાળ્યો વિષ્ટાનો ભાગ (૨)–પામર.

શ્વાન ના સમજે સંપમાં

કરતા અગણિત ઉપદેશ (૨)

નજરે નાતિલાને નીહાળીને,

દીલમાં દાખવે ક્લેશ (૨)–પામર.

અનનાં ભોજન શાં ઉટને,

રીઝે ઝાંખરા જોઇ (૨)

ઉંટડી વળગી અડાણમા,

પીવે પણ છાડી લોહી (૨)–પામર.

પાવઇઆ ઇચ્છે પુરષાતન,

ન મળે કાંઇ ઇલાજ (૨)

કાળી કામળીને રંગ ના ચડે,

એમ કહે રૂખીરાજ રે

પામર પ્રભુ રસ શું પીવે...હોજી



## રાગ ભૈરવ

### તાલ–ત્રીતાલ

(લાવણીમાં ચાલે છે)

---

સુદામા દેખત, શ્યામ હસે, (૨)
હમ તુમ મિત્ર હે બાલાપનકે
અબ તુમ જા કે દુર બસે—સુદામા.

ફાટી ધોતી ટુટી પઘડીઆ,
ચલતે પાવ ઘસ રે—સુદામા.
ભાભીજીને કયા ભેટ પઠાઇ,
મેરે રૂદીએમેં, આનંદ બસે—સુદામા.

સુરદાસ, પ્રભુકી બલિહારી,
આનંદ દધીરેલ રસે.
સુદામા દેખત શ્યામ હસે.

---

## રાગ કાફી ધુન

### તાલ—લાવણી

---

તજદીનો પ્રાણ, કીઆ કુમળા અતિ રે.—તજ.
પ્રાણ ગએ કીઆ, કુમલાની છોડ ચલો નર મોહી.
મુ જાનુ મેરી સંગ ચલેગી, ઉસ કારણ મલમલ
ધોઇ—તજ.
ઉંચા નીચા મંદીર છોડા, ગાય ભેંસ, ઔર ઘોડી,
રોતી નાર પદમણી છોડી, છોડી પુત્ર દો જોડી–તજ.
ચાર જનેકી આડ લગાવે, બની કાષ્ટકી ઘોડી,
જા ઉતારે નદી કીનારે, ફુકદીની ફાગુણ હોરી–તજ.
ઘરકી તીરીઆ રોવન લાગી,
બીખર ગઇ મોરી જોડી,
તુલસીદાસ ભજો ભગવાના,
જીને જોડી ઉને તોડી—તજદીના.

## રાગ સોરઠ ધુન

### તાલ–લાવણી

---

અપરંપાર, પ્રભુ અવગુણ મારા
માફ કરોને મુરારી રે
દયા ધરમમાં કાંઇ ન સમજ્યો,
અધરમનો અધીકારી રે
પાપી પુરો હું જુઠાબોલો
બહુ નીરખુ પરનારી રે
સાધુ દુભવ્યા, સંન્યાસી દુભવ્યા
ભગતો દુભવ્યા ભારી રે.
માત પીતા બન્નેને દુભવ્યા
ગરીબનકુ દીનો ગારી રે
ભજન થાય ત્યાં નિંદ્રા આવે
પરનિંદા લાગે પીઆરી રે
મીથ્યા સુખમાં હાણુ માણુ,
બહુ રાખું હુશીઆરી રે

સંસાર સરવે મહાજલ ભરીઓ,
ચો દસ ભરીઓ ભારી રે
તુલસીદાસ ગરીબકી બીનતી,
અબ તો લીઓને ઉગારી રે
અપરમપાર, હરી અવગુણ મારા.

---

## રાગ કસુરી

### તાલ–લાવણી

---

જીવડાની જતન કરો જી રે મનડાની જતન કરો
તારારે જીવડાને જોખમ લાગશે;
હે તન લોભી–હે હે જી
જાઉં તારે દુવારકાની વાટ, જીરે જાઉં દુવારકાની વાટ
દુવારકે જાતા રે કાબા લુટશે. હે મન લોભી
ભાતુ લેજો રે સંગાત, જીરે ભાતુ લેજો રે સંગાથ
સ્વર્ગેથી હાટ વાણીઓ. હે મન લોભી.

ભોમીઆ લેજો રે સંગાત, જીરે ભોમીઆ (૨)
ભોમીઆ હશે તો ભોમ બતાવશે. હે મન લોભી.
ત્રાટા નહિ ઝીલે ભાર., જીરે ત્રાટા (૨)
ભાતુ હશે તો ભાર ઝીલશે રે, હે મન લોભી.
સંઘર્યું નહિ આવે કામ, જીરે સંઘર્યું (૨)
ખાવો પીવો ને વિગતે વાવરો. હે મન લોભી.
બોલ્યા ધ્રુવ ને પ્રેહલાદ, જીરે બોલ્યા (૨)
હરીજનમાં એક હીરલો, હે મન લોભી જી હો જી.

---

## રાગ કસુરી

તાલ—પંજાબી

(લાવણીમાં ચાલે છે)

---

લગી લગી ધુમ, શબ્દ પર ચલના; ભજન કરી લેના રે
ઘાયલ થઇને પુકારૂં, હો હો જી.
જમીન આસમાન, બનાયા એક શેરા, બ૦ ૨

તે પર હરીએ ડેરા દીનાજી—લગી.
દેવલ જાઉ, પથર કેરી પુજા.-પથર. ૨
તીરથે જાઉ જલ પાનીજી,-લગી.
જલ બીચ કમળ, કમળ બીચ કળીઆ, કમળ ૨
તે પર ભમરા લુભાતા હેજી. લગી. ૨
કહેત કબીરા, સુનો રે ભાઇ સાધુ, સુનો રે ૨
એક દીન જંગલ ડેરા હો હો જી.
લગી લગી ધુમ.

---

## રાગ કલ્યાણ

### તાલ—ધુન

(દીપચંદી, શબ્દ આગળ લખેલા છે)

---

કર મન ભજનનો વેપાર, ધણી તારા નામનો આધાર
બેડલો ઉતારે ભવ પાર—કર મન.
પ્રથમ સમરૂ ગણપતી, સરસ્વતીને લાગુ પાય જી,
દેવના ગુરૂ દેવને સમરૂ જ્ઞાની જ્ઞાન બતાય-કર.

હાડ જલે તેમ લાકડા તારા કેસ જલે જેમ ઘાસ જી
સોના સરખી કાયા જો ભાઇ
સગો ન આવે પાસ—કર મન.
શેરી લગણુ તારી સુંદરી ને ઝાંપા લગણુ મા બાપ જી
તીરથ સુધી બંધવો, ખોરીને બાળે હાડ.—કર મન.
માતા તારી જનમ રોશે બેની રોશે ખટ માસ જી
ઘરની તરીઆ તેર દી રોશે,
ચાલી જશે ઘર બાર—કર મન.
જ્યાં સરોવર નીર ભરીઆં
પ્રથમ ન બાંધી પાળ જી.
નીર સઘળાં વહી ગયાં,
પાછળથી પસ્તાય—કર મન
સંસારસાગર મહાજળ ભરીઓ,
દુખરૂપી નીરવાણ જી
નરસઇયાના સ્વામીને સમરો,
ઉતારે ભવ પાર—કર મન.

## રાગ કાફી ધુન

### તાલ–દીપચંદી



છોડી તો દીજે અભીમાના ર

મારે નથી આ જગતમાં રેવાના રે.

લાડની ચાળના બાવો લેખા રે લેશે...હા હા હા.

વરણો આવ્યા તારા વીવાના રે, મારે નથી.

હાથી ને ઘોડા તારા માલ ખજાના...હા હા હા.

સરવે પડી અહીં રેવાના રે, મારે નથી.

માત ને તાત તારા કુટમ્બ કબીલો...હા હા હા.

સરવે દુખડાં જ દેવાના રે, મારે નથી.

સંસાર સાગર મહાજળ ભરીઓ...હા હા હા.

એ પાણી મારે નથી પીવાના રે, મારે નથી.

બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ...હા હા હા.

રામના નામ મારે તો લેવાના રે.

]મારે નથી આ જગતમાં રેવાના રે.

–છોડી તો.

## રાગ ઝીંઝોટી

### તાલ—દીપચંદી

ઉંચી રે ચડી નીચી ઉતરૂં રે,
જોઉં મારા ગુરૂજીની વાટુ રે
સાંકડીશેરીમાં સંત મળ્યા રે પગ ધોઇ પાવન થાઉં રે
કાંઈ કાંઇ મીંડેરા ખોટીએ રે સારી જગમાં સોહાવે રે
જેના રે રદીઆમા રામ વસે નૈણે નીદ્રા ન હોય રે. ૧
દાદા રે મ દેજો દેશમા રે રેહશુ આગ કુંવારા રે
દેજોરે સંપુરણુ સાધને રે પુરી પાવન થાઉ રે કાંઈ.
બાળુ રે બાળા તારૂં ટીપણું રે કુડા જોયા તે જોસ રે
વણુસંખામા માલશું રે માથે ભાગ્યા છે થુસ રે કાંઇ.
કેડરે કાટાનો સંગ કરી રે કાટો કેડ ન ખાએ રે
નરતા માણુસનો સંગ કરી પત પોતાની જાએ રે કાંઇ.
નદીર કીનારે રૂખડો રે ઉભો ટાયકને તાલે રે
આવશી જમનાજળ પુરથી રે
જાશે ડાળાં ને મુળ રે કાંઈ.

જળ જળ કુમળ ન નીપજે રે
વન વન અગર ન હોય રે
બોલ્યારે રૂપાદે પાખડી રે
ભાખ્યા અસત ન હોય રે
કાંઇ કાંઇ મીઠેરા બોલીએ રે સારી જગમાં
સોહાવેરે જેનારે રદીઆમાં રામ વસે નૈણે નીદ્રા ન
હોયરે કાંઇ કાંઇ મીઠેરા.

---

## રાગ કાફી

### તાલ-દીપચંદી

---

મારો હંસલો ગંગાજીમાં નાહે રે ગુરૂજી.
ભુલ્યા નર ભીંતોમાં ભટકાએ રે હોજી.
પોતાના મંદીરીઆની ખબર નથી પડતી
એ તો પારકે મંદીર પુજવા જાએ રે ગુરૂજી. ભુ.
પારકે મંદીરીએથી પાછો વળીઓ
એ તો લખ રે ચોરાસીમાં જાએ રે ગુરૂજી. ભુ.

જમડા આવે જ્યારે જીવડો લેવાને
એના જીવડાને મુક્તી ના હોએ રે ગુરૂજી. ભુ.
શુરાને સાધુ સનમુખ રેવે
ઓલ્યા કાયર ભાગી જાએ રે ગુરૂજી. ભુ.
મુરખ નરને ઘણું સમજાવો
એ તો ગારીલ ગોથાં ખાએ રે ગુરૂજી. ભુ.
દાસ જીવણ સંતો ભીમ કેરે ચરણે
એ તો નીત નીત અમીરસ પાએ રે ગુરૂજી. ભુ.

---

## રાગ ગોડી

### તાલ–દીપચંદી

(આ રાગ સાંજરે ૭ વાગે ગાવામાં લાવવો.)

---

તું તો સમજ સમજ મન મેરા,
હંસારાજા એ પીંજરા નહીં તેરા.
મંટી મંટી ચુન મેહલ બનાયા
મુરખ કહે ઘર મેરા હંસારાજા.

ના ઘર તેરા ના ઘર મેરા
ચીડીઆ રેન બસેરા. હંસારાજા.
એક દિન હંસા સબી છોડ જાના
મુવે પીછલ કયું રોના? હંસારાજા.
કહત કબીરા સુનો ભાઇ સાધુ
આખર જંગલ બીચ ડેરા.
હંસારાજા એ પીંજરા નહી તેરા.

---

## રાગ કલ્યાણ ઠુમરી

### તાલ–દીપચંદી

---

તમે પેરો, તમે પેરો, સોહાગન ચુડીઆ.
ભલાજી તમે પેરો સોહાગન ચુડીઆ. તમે.
ગલીએ ને ગલીએ, મણીઆર પુકારે
એને ખાંધે ભરીરે ગઠડીઆ. તમે.
લીલી લીલી ચુડીઆ,
પીળી પીળી ચુડીઆ,

તમે હરીઆ લેશો કે કેસરીઆ-ભલા                    તમે.
હરીઆ લેશો કે કેસીરીઆ.                    તમે.
સદગુણ ચુડીઆ વોરો મારી બેનો,
રહે નામ જુગ માંહે ધરીઆ.                    તમે.
મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ,
તારાં વહ્યાં વહ્યાં જાય રે ચોઘડીઆ.                    તમે.

---

## રાગ ગોડી ધુન

### તાલ-દીપચંદી

---

વરતાણી આનંદ લીલા લેરૂ-મારી બાઇઉ રે
બેની મને ભીતર સતગુરૂ મળીઆ રે.

સાખી

કોટી રવિ ઉગીઆ, રૂદીઆ ભીતર સઘળી ભોમ ભાળી,
સુન મંડળમાં મારો શ્યામ બીરાજે,
ત્રીકુટીમાં લાગી સુને તાળી.
મારી બાઇઉ રે. બેની.

નિરંજન નીરાકાર પ્રેમ પુતળી,
જેણે નૈણે નિરખી હોય,
અંગના ઉશીકા પ્રેમના બેસણા,
ગુરૂજીને નીરખી હું હરખાણી.
મારી બાઇઉ રે, બેની.

ચોરાસી ચૌટાં બાવન બજાર,
કાયામહેલ જેણે કીધો.
તે મહેલમાં મારો શ્યામ બીરાજે,
તે પર આસન તમે દેજો
મારી બાઇઉ રે, બેની.

સતનો સિતાર ગુણ બાસન પર ગાવો.
લખમી સાબ કર મલ ચરણે કહે,
પ્રેમનો પ્યાલો ગુરૂએ પાયો મારી બાઇઉ રે.
બેની મને ભીતર સતગુરૂ મળીઆ રે.

## રાગ કીશોરી
### તાલ—દીપચંદી

તું તો કરી લે ભજન ઘેલા મન મન,
મરણુ તારે માથે રે
તું તો દાટી બેઠો ધરણીમાં ધન ધન,
વાવર તારે હાથે રે તું તો.
ઉંચા શિખર ગઢડાની લેર લેર,
રૂદયને હુલાવે રે
જેના પીયુજી ગયા પરદેશ દેશ,
અમુલખ વસ્તુ લાવે રે તું તો.
જેને લાગેલ શબ્દોના બાણુ બાણુ,
કાયર કયાંથી જાણે રે
જેના વીંધાએલા તન મન ને પ્રાણુ પ્રાણુ,
ઘાયલ ઘા વખાણે રે તું તો.
તું તો કરી લે તન મનડાની તોપ તોપ,
દયાનો દારૂ લગાવે રે

જેનો ઘેરાણો કાયા કેરો ગઢ ગઢ
ભ્રમણાઓ તેની ભાગી રે તું તો.
અમને ગુરૂ રે મળ્યા લાલદાસ દાસ,
સંતોના સુહાગી રે તું તો.
ચરણે રાખો અમને શામ શામ,
ભજન લહેર લાગી રે તું તો.

---

## રાગ સોરઠ ધુન

### તાલ—દીપચંદી

---

ગુરૂ મારા આવેલ જુકડો જમાન,
કઠણ કળજુગ આવ્યો રે
એમાં શીદને દીધો કીરતાર,
અવતાર અમારો રે—ગુરૂ.
ગુરૂ મારા વરણ ધરમની નહિ વેદ,
આશ્રમ ધરમ ભાગ્યો રે

એવો જતીએ મેલ્યો જપ જોગ,
લોભે મન લાગ્યો રે—ગુરૂ.
ગુરૂ મારા, નરપતી નીતીના હરામ,
પ્રજાઓ એની પાપી રે
એવી કન્યા વેચીને કણુ ખાય,
અધીરતા બધે વ્યાપી રે—ગુરૂ.
ગુરૂ મારા હરીગુણની મરજાદ,
સેવક નહિ પાળે રે
એવા મનડા થાપેલ મહામન,
પાખંડને પસા રે—ગુરૂ.
ગુરૂ મારા પાપે કીધો રે પેહાર,
પૃથ્વીને વધી પીડા રે
ધર્મ ગયા ધરણી માંય,
આવેલા દુખના દાડા રે—ગુરૂ.
ગુરૂ મારા સૌએ મેલ્યો સંતોષ,
ઉવાટે ઓલાણા રે
સોવને કર્મે આવી પડે કાળ,
ખાવા ન મળે દાણા રે—ગુરૂ.

કહે રવી ગુરૂ ભાણ,
કળજુગની એ કાણી રે
દાસ મોરાર ઉગારો મહારાજ,
બાનુ બ્રદ જાણી રે-ગુરૂ.

---

## રાગ સોરઠ ધુન
### તાલ-દીપચંદી
( પાસેના બન્ને રાગની ઢબ એક )

---

મારા સ્નેહી સતગુરૂ શ્યામ સનમુખ આવી રેજો રે.
એવા કળજુગ વહે રે ક્રૂર તેમાં તાણી લેજો રે. મારા.
પ્રભુજી બાના બ્રદનીરે લાજ રાખો તા રેહશે રે
છો ભગ્તવત્સલ ભગવાન વદીને વેદ કે છે રે. મારા.
પ્રભુજી પ્રગટ કરૂરે પુકાર સમરથ સાંભળજો રે
મારી ભગ્તીમાં પાડે ભંગાણ દષ્ટીથી તેને દમજો રે.
મારા.

પ્રભુ દુરીજન દીએ ઘણું દુખ તેને તમે બાળો રે
વાહલા નોધારાના આધાર બુડતાની બાંય ઝાલો રે.
મારા.
કાલા ઘેલા અમે કીરતાર તોપણ છે તમારા રે.
તમે આદી અંત્યે મધે એક હરી છો અમારા રે. મારા.
દાસ મોરાર કહે માહારાજ પુરવની પ્રીતે રે
રેહજો રૂદીઆ વીશે મારા નાથ અખંડ ચહીગે રે
મારા સ્નેહી સતગુરૂ શામ સનમુખ આવી રેજો રે.

---

## રાગ સોરઠ ધુન

### તાલ–દીપચંદી

---

પલપલ મારા પીયુજીને નીરખું
ખંડીત નહી દીન રાતું રે
ભેદ ભરમણા મેલી દો સતીઆ
અવર નહી દુજે ધાતુ રે. પલપલ.

એજી લાગ્યાં બાણુ તેના તો વિંધ્યાં કલેજા.
વેદ શું જાણે તેની વાતુ રે
પતીરેવંતાં જેને ઘર નાર પદમણી
સોહી જાણે એના પીયુજીની બાતુ રે. પલપલ.
વેદ વીચાર વીના હીડે મલપતો
અણુ રે લેખાની ખાશે લાતુ રે
ભેદ ભરમણા મેલી દો સતીઆ
અવર નહી દુજો ધાતુ રે. પલપલ.
મરને તુટે જ્યારે જમીન આકાશે
મરને સુકાય સમુદર સાચા રે
તોય ન છોડું મારા પ્રભુજીની સેવા
નરભે નામના છે નાતા રે. પલપલ.
લાગી તાળી તેની ભ્રમણાઓ ભાગી
તારેતારોની મળી ગઇ તાંતુ રે.
કહે રવીસાબ ગુરૂ ભાણ પ્રતાપે
ભજન કર્યાંની ઘણી છે ખાતુ રે. પલપલ.

## રાગ વેરાડી

### તાલ—દીપચંદી

(રાત્રે બાર વાગ્યા પછી ગાવાનો)

(કાળીનાગને નાથવા કૃષ્ણજી જમુનાજીમાં પડયા ત્યારે જસોદાજીનો વીલાપ)

---

મારૂં માણેકડું રીસાયું રે શામળીઆ.
તારા મનમાં એ શું આવ્યું રે પાતળીઆ.
હું અપરાધણ માતાને મુકી શા માટે ઝંપલાવ્યું રે
શામળીઆ.
વાલા શા માટે જપલાવ્યું રે શામળીઆ. મારૂં.
કાળીંદ્રીનુ કાળું પાણી માંહે વસે કાળો કાળી
હવે આશા તે શી મળવાની કેમ આવે વનમાળી રે.
શામળીઆ.
સંતાનરૂપી મારૂં ધન તે કર્મે લીધું લુંટી
મેં નવ જાણ્યુ જતન કરીને રત્ન પડયું મારૂં છુટી રે.
શામળીઆ.

પુત્ર પામી હું છેલ્લે આશ્રમે ઉછેરીઓ પ્રીતી પાળી
નીપન્યો રસ ઢળી ગયો મારો
મને વીજોગ આગે બાળી રે. શામળીઆ.

નાકે મોતી પાયે ઘુઘરી મોરમુગટ શીર ધારી,
તે રૂપ હું હવે કયાંથી દેખુ સુત આવે ગૌ ચારી રે
શામળીઆ.

કાને કુંડલ મુખપર મોરલી સાંજે ગોકુલ આવે
ભુખ્યો થઈ મુને પેટ દેખાડે માડી કહીને બોલાવે રે
શામળીઆ.

પાટ પીતાંબર કાછો કસીઓ
મુજ પાસે નેતરા માગે
હું ઘરડી માને થાકેલી જાણી
કોણ વલોવાને લાગે રે. શામળીઆ.

ઊંડા જળમાં વાસો વસીઓ પાણીમાં કેમ ગમશે
મોર પોપટ ને પુતળી તારા રમકડે કોણ રમશે રે.
શામળીઆ.

તું ગયો ને હુ જીવું છું ઓછું સગપણ માટે
સાચું સગપણ કયારે જણાએ સાંભળતાં હૈડાં ફાટે રે.
શામળીઆ.

આસ કઠણુ ને પાસ કઠણુ ને તેથી કઠણુ છેલો છું
તેથી કઠણુ મારૂ કાળજડું હું જુગને શું દેખાડું મોહું રે
શામળીઆ

તેમ ખાતર દડાનું કાઢયું ને મનમાં બીજુ કંઇ આવ્યું
ઊગાશાનું બંધન આજ સાંભળ્યું તે માટે જંપલાવ્યુ રે
શામળીઆ.

નંદ જશોદા ગોપ ગોવાળા જળમાં પડે વ્રજનારી
ચાર ઘડી પછી સરવે પડજો હલધર રાખે છે વારી રે.
શામળીઆ.



## રાગ પીલુ ઠુમરી

### તાલ-દીપચંદી

---

જીન મુખસે સીતારામ ન નીકસો

તીન મુખમેં તો ધુલ પડી રે જી

ધીક તેરો જન્મ જીવન તેરો ધીક હે,

ધીક મનુષ્યકી દેહ ધરી રે જી

રીવન તાત મુવો નહિ તેરા,

કયું જનમ્યો તું ગમાર ભરી રે જી

રામ નામ બીન રસના કૈસી,

કરો દીનકા ટુકડે ટુકડી રે જી

જીન નૈનનસે પ્રભુ નવ નીરખો,

ઓ નૈનનમેં લુન ભરી રે જી

રતન પદારથ જન્મ તું પાયો,

આવત નહી સો ફેર ફરી રે જી

અબ તો તેરો દાવ બન્યો હે,

કરના હોય સો લેને કરી રે જી

હાથ પસાર કીયો નહિ સુકરીત,
દેવ દુવારે ગયો ના ડગલાં ભરી રે જી
તુલસીદાસ કહે તું ભુલ ખાવેગો,
ખાલી તેરી ખેપ પડી રે જી
જીન મુખસે સીતારામ ન નીકસો,
તીન મુખમેં ધુલ પડી રે જી—જીન.

---

## રાગ સાગર

### તાલ--દીપચંદી

---

( આ રાગ બપોરે બાર વાગે ગાવામાં લેવો )

ઉંડો રે કુવો સંતો નીર વીના નીત્ય ભરે પનીહારી;
અસત જુઠું નહિ બોલવું, બ્રહ્મા જુવોને બીચારી.
ઉંડો.

હેઠે કુંભાર ઉપર ચાકડો તે મેં ફરતો જ દીઠો,
કીડી કેરા નેત્રમાં, હસ્તી જાતો મેં દીઠો.
ઉંડો.

નદી કેરાં નીર ઉછળ્યાં, જઈ પરવતે ચડીઆં;
હરણે પાસા બાંધીઆ, મહી પારધી પડીઆ.
ઉંડો.

હેઠે ભ્રમર ઉપર કમલ છે, માળી છાબમાં દીઠો;
તેનો રે પ્રેમાળ વાસરો, ચૌદ ભુવનમાં દીઠો.
ઉંડો.

હેઠે ગાગર ઉપર પનિહારી, નીર ભરતાં દીઠી;
બોલ્યા રે ગોરખનાથ વિનંતિ, વાણી છે ઘણી મીઠી.
ઉંડો રે કુવો સંતો નીર વીના

---

## આ રાગના અર્થ

માયાનો કુવો ઊંડો, વગર પાણીનો એટલે ફના છે. પનીઆ સુરતા લાગીજ રહી છે. હે બ્રહ્મને પામેલા સંતો, ખરૂં ખોટું તમે જાણ્યું છે. તો સાચું કેહવું કે માયા નાશવંત જુડી છે. એ માયાએ કોણને છોડયા? કુંભાર કેતાં બ્રહ્માજી જેવા માયામાં ફસી ગયા

તેને ચાકે ચડાવ્યા. કામ હાથી જેની સુરતા કીડીની
આંખમાં આવ્યો.
સુરતાના તરંગો આખી સૃષ્ટિમાં પથરાઇ રહ્યા છે.
હંકારરૂપી હરણે પાસા નાખી આતમા પારધીની
અધોગતા કરી.
મન ભમરો વાસમાં લુબ્ધ થઇ કમળરૂપી માયામાં
લપટાઇ ગયો.
એ મન માયાના પ્રેમમાં ફસાએલ ચૌદે ભુવનમાં છે.
સુરતા ગાગરને ઉંધી નાખી; આશા પનિહારી
પાણી ભર્યા જ કરે. એ આશા મરતી નથી.

આ ભજનમાં ફક્ત માયામાં ફસાએલ જીવો
માટે જ અર્થ થાય છે.



## રાગ કાલ્હરવો
### તાલ—હીચ

કઠણુ ચોટ છે કાળની રે મરણુ મોંઘેરો માર રે
કંઇક રાજા ને કંઇક રાજીઆં છોડી ચાલ્યા ઘરબાર રે
હેતે હરીનો રસ પીજીએ મન આણી ઉમંગ રે
ત્રીવીધ તાપને ટાળવા ભાવે ભજો ગોવીંદ રે
હાંરે સંતો રામરામ ભજો રામરામજી. ૧
સંસાર ધુમાડાના બાચકા રે સાથે આવે ન કોય રે
રંગ પતંગ ઉડી જશે જશે આકડાના થુળ રે. હેતે.
કેના છોરૂ ને કેના વાછરૂ રે કેના મા ને બાપ રે
અંતકાળે જાવું એકલા સાથે પુન ને પાપ રે હેતે.
માળી વીણે ફુલ હારડા કળી કરે વિચાર રે
આજે વારો તમતણો કાલ મારે શિર ઘાત રે. હેતે.
જાયા તે તો સરવે જશે રે નથી કોઇ રેનાર રે
મરનારાને તમે શું રૂવો નથી રોનાર રેનાર રે. હેતે.
સંસાર રમે સહુ રંગમાં રમે દિવસ ને રાત રે
ધીરો રમે રે ઉમંગથી રમે હરીની સંગાત રે. હેતે.

## રાગ ગોડ સારંગ

તાલ–હીચ

---

હાં રે તું તો આપે છો આતમરામ જોને રે
ખબર વિનાનો હાલે ખોળતો
હા રે મુરખ ફરયો માયાકેરી જાળ જોને રે
હાલે ઝાઝવાનાં પાણી ડોળતો. તું તો.
હા રે તારી કબુંચીએ જડયા કમાડ જોને રે
ભોગળ ભીડયા રે આડા ભ્રમના
'તને સુજવા ન દે કશું કામ જોને રે
કાયા બંધાણી તારા કર્મની. તું તો.
તારા મોહરૂપી છે મંદીર જોને રે
આડી અવધા કેરી રાત છે
તમે મત રે ભુલોને મારા ભાઈ જોનેરે
આ તો ભુલવણીની ભાત છે. તું તો.
તારી ખેતીમાં આવી મોટી ખોટ જોને રે
વાવા ટાણે રે ખેતર વાવડુ

તારો અવસર એળે બધો જાય જોને રે
મેઘ ગળ્યો રે જેવું માવઠું. તું તો.
હાંરે તું તો શીખ્યો ચતુરાઇ છળભેદ જોને રે
છાંટો ન લાગ્યો સંતસંગનો
કહે મુળદાસ માહારાજ જોને રે
ઉડી જાશે રંગપતંગનો. તુ તો.

---

## રાગ કાફી ધુન

### તાલ–હીચ

જુઠડી માયાની મોહની મીઠી
સ્વાદમાં એવી નથી દીઠી મેં દીઠી. જુઠડી.
પરજોતામાં મીઠી લાગે છે, ભીતર માંહે અજીઠી
પલટી જતાં એને વાર ન લાગે
જેવો છે રંગ મજીઠી મજીઠી. જુઠડી
જ્ઞાની ધ્યાની ગુમાનીને રડાવે પોતાના પાસ રહી ચોટી
હેતે હુલાવે હુલાવે હસાવે જેની લગન ચડાવેલ પીઠી
ભાઇ પીઠી. જુઠડી.

ચારે બાજુએ વીંટાઇ વળી છે મધ્યમાં જગ લીધું વીંટી
મોહ રૂપની વાડી ખીલેલી
મોહ જેવી આમળી મીઠી ભાઇ મીઠી. જુઠડી.
શ્રી હરિ ગુરૂ નાથજી મારા મુને માયા નવ પીટી.
ચારે બાજુએ નીહાળી જોયુંમેં
સંસારબાજી સૌ જુઠી ભાઇ જુઠી.
જુઠડી માયાની મોહની મીઠી.

---

## કવીત, સાખી, શેરો.

( એમાં તાલ હોતો નથી. )

---

બેદ થકે બ્રહ્મા થકે શેષ ઓર મહેશ થકે;
ગિતાહુકી ગમ નાહી, સતગુરૂકા દેશ હે.
નામ લીઆ સબ કીયા, શાસ્ત્રહુકા ભેદ લીઆ;
બિના નામ નર્કે ગયે, પઢે ચારે બેદ હે.
જગતકી ઉતપતી, માયા બીના કછુ નાહી;
સાધુ હોકે સાધા નહિ, જમપુરીકો બાસ હે.

બોલે નીરમલ બાણી, બુઝે કોઇ અગમ જ્ઞાની;
નામકા પ્રકાશા તીનુ લોકમેં છાયા હૈ.

## કવીત ૨

બાલ દીયો શીર સોહન મોહન,
આંખ દીયો જગ જોવન કે;
કાન દીયો પ્રભુનામ સુનનકો,
હાથ દીયો કછુ દેવનકે.
પાવ દીયો પરદેશ ગવનકુ,
નાક દીયો મુખ શોભનકે;
સબ સોહાગ દીયો પરભુ પણ,
પેટ દીયો પત ખોવનકે.

---

## રાગ કાફી

તાલ–લાવણી

---

નિજ નામ છે ન્યારૂં એને સેવે સંત કોઇ સાધુ,
અતી એ જાગો, એ જાગો જી.

પદમ આસન પર ધ્યાન લગાવે
પવન પશ્ચમમાં જાવે, ગુરૂજી મારા (૨)
તાળી રે લાગી તારમાં જેને સેવે સાધન ફાવે—અતી એ.
મન પવન સ્થિર કરી લેવે સુરતા
સુનમંડળમાં જાવે, ગુરૂજી મારા (૨)
ધ્રુવા તે દસ પર, હેરી બેઠા અનધણ સંત એકીલ
—અતી એ.
પ્રેમ પ્યાલો જે કોઇ પીવે,
સુન શિખર પર જાવે, ગુરૂજી મારા (૨)
નુર તેને સુરતે નીરખી લેવે, નુર નુરીજનં નેણે—અતી એ.
ચેત ચકર ને ચડી અસમાના,
સુરતા સુનમાં લાવે, ગુરૂજી મારા (૨)
ગુરૂ પરતાપે ભણે અગરચંદ, અખંડ જયોતુ જાગે,
અતી એ જાગો, એ એ જાગોજી,

---

## માઢ ધુન

### તાલ—લાવણી



બાજી કેમ હાથ બાજી નહી આવે હાથ
લડાઇયો લાગી રે કાયા શહેરમાં રે. જીવો જીવો જીજી.
ભાઇ રે વેદે વાતુ સમઝાય છે રે. જીવો
મુરખ નરને જ્ઞાન નહી થાય મુરખ નરને.
લડાઇયો લાગી રે કાયા શહેરમાં રે. જી.
ભાઇ રે સાચી વસ્તુ છે તારા શહેરમાં રે. જી.
દુનીઆ અંધી કેમ થાય દુનીઆ ઊંધી કેમ જાય, લ.
કરી દીપક ઘર ઢુંઢીએ હો જી
ભાઈ રે તરકસ તીર બાથે ભર્યા રે. જી.
થોચાં શાનેરે ઉડાવ ગોથા શાને રે ખાવ,
મરઘો ચરે છે તારા ખેતમાં રે લ.
ભાઇરે તરકસ તરવેણીના તીરમા રે જી.
ધમણુ ધમશે લુવાર ધમણુ ધમશે લુવાર
નુર ઝરે ધણીના સુરા પીવે રે લ.

ભાઇ રે સાતમે સુન મારો શામ વસે રે　　　જી.
એ છે નોધારનો આધાર અધમનો ઓધાર
એકલ અવીનાશીના ત્યારાજ છે રે.　　　લ.
ભાઇ રે વાઘનાથ શરણે વેલો બોલીઆ રે.　　　જી.
ગુરૂ દસુનો દાતાર ગુરૂ મુક્તીનો દાતાર
લડાઇયો લાગી રે કાયા શહેરમાં રે. જીવો જીવો જી જી.

---

## સોરઠ ધુન

તાલ—લાવણી

---

ગવરીના પુત્ર ગણેશ મનાવો રે હો જી.
ગણેશ મનાવો રૂડા કારજ સરે રે
સાંભળજો સતજુગના સાધુ રે
બુડે છે પાપ સંતો ધરમ તરે રે
આગળ જાણીં તો ગુરૂનાં વચન ફળે. ગુરૂજી હોહોજી.
પાપ ધરમ દોને ઝઘડો લાગ્યો હો જી
કાંઠે કાડો તો એની ખબર પડે રે.　　　સાંભળજો.

પાપની વેલડી પર લેજ હોસે હો જી.
ધરમની વેલડી સફળ ફળે રે. સાંભળજો
કાલર ખેતીમાં બીજ મત વાવો હો જી
સંભોત વાવો તો રૂડા કારજ ફળે રે. સાંભળજો.
સામે જરૂખે મારો સાહેબ બીરાજે રે હો જી.
ખરા ખોટાની વાલો ખબર કરે રે. સાંભળજો.
દો કર જોડી પંડીત દેવાત બોલ્યા રે હો જી
ગુરૂના વચને ચેલો આપે તરે રે
સાંભળજો સતજુગના સાધુ રે. બુડે છે.

---

રાગ સારંગ

તાલ–લાવણી

---

સતજુગના નરને તમે ઓળખો.
હાં રે એના સીયા સીયા એંધાણરે–હા રે હા.
જે સર કાળ વાપે નહિ,
તે નર ચતુરસુજાણ રે હા;

નળ રાજા ને સતી દમયંતી,
ચાલ્યા વન કેરી માંહે રે હા;
અન જળ વિનાના અડવડયા,
પોતાના સત ધરમ કાજ રે હા રે હા—સતજુગના.
કાશી નગરને ચૌવટે,
પડે કેવો પુકાર રે—હારે હા;
હરચંદ વેચે તારાલોચની,
વેચ્યા કુંવર રોહીતદાસ રે હા—સતજુગના.
ચેલઇયાને ખાંડયો જ્યારે ખાંડણે,
ખાંડે સગાવતી નાર રે હારે હા
નેણે કાજળ સારીયા,
આંસુ પડે ન લગાર રે હા—સતજુગના.
ગોપીચંદ રાજા ભરથરી,
જેણે તજ્યા રાજપાટ રે હા;
ઘેર ઘેર ભીક્ષા આદરી,
નિજ ધરમને કાજ રે હા રે હા—સતજુગના.
સીતાને હરી ગયો રાવણો,

રામચંદર ઘર નાર રે હા રે હા;
લક્ષ્મણ જતી જેવા બાંધવા,
પડી વીપત વન માંહે રે હા રે હા—સતજુગના.
સત રે વહો ને ધરમ આદરો,
મ કરો પર કેરી આશા રે હા;
સરવણ જતી એમ બોલીઆ,
પ્રભુ ઉતારો ભવપાર રે હા રે હા—સતજુગના.

---

## રાગ માઢ

### તાલ—લાવણી

---

ગોવિંદ પ્રાણ હમારો રે મુને જગ લાગે ખારો રે.
મુને મારો રામજી ભાવે રે દુજો મારી નજરૂમાં ના'વે રે.

### સાખી

મીરાં હરીની લાડલી રેતી સંત હજુર
સાધુજનને મન વશ્યા કપટથી રહે દુર. ગો.
રાણો કાગળ મોકલે દેજો મીરાંને હાથ

સાધુ સંગત છોડી દીઓ તમે રાખો દુનીઆની લાજ.
ગોવીંદ.

મીરાં કાગળ મોકલે દેજો રાણાને હાથ
સાધુ સંગત છોડું નહીં નવ રહું તમારી સાથ.
ગોવીંદ.

ઝેરના પ્યાલા રાણે મોકલ્યા દેજો મીરાંને હાથ
અમૃત કરી મીરાં પી ગયાં જેનો શ્રીહરીએ ઝાલ્યો
હાથ—ગોવીંદ.

સાઢવા સાઢ શણુગારજો મારે જાવું સો સો કોસ
રાણાજીના રાજમાં મારે જળ પીવાનો દોષ—ગોવીંદ.

તજ્યો જીલ્લો મેવાડનો મીરાં ગઈ પુરવ માંય
રાજપાટ તજી નીસર્યાં જેનું મન નહીં માયા માંય.
ગોવીંદ.

સાસુ મારાં સુલક્ષણાં સસરો પ્રેમ સંતોષ
જેઠ જુગોજુગનો જીવતો મારો નાવલીઓ નીર્દોષ.
ગોવીંદ.

ચુન્દડી ઓઢું તો રંગ ચુવે રંગ દોરંગી હોય
ઓઢું કાળો કામળો દુજો ડાઘ ન લાગે કોય.
ગોવીંદ.
મીરાં કહે રાણાજી સુણો જુઠી માયા આશ
સ્વર્ગસુખને જો લહો તો આવજો મારી પાસ.
ગોવીંદ પ્રાણ અમારો રે.

---

## રાગ ગોડ સારંગની ધુન
### તાલ—લાવણી

---

મારા નીરવાણી નંદકુમાર રે
કેતા કહી ન સંકાવું;
પરમેષ્ટી ન પામે પાર રે,
મુખે શું વરણાવું—મારા.

સાખી

શુરા કહું જો શ્રીપતી,
કાળ યોવનથી કેમ ગયા નાસી;

કાયર કેમ કહું કમળાપતી,
માર્યો રાવણ કુળ રાસી રે—કેતા.

દાતાર કેમ કહું દયાનીધી,
તમે દાન બળીનું લીધું;
ભીક્ષુક કેમ કહું ભુદરા,
સુદામાજીને સરવસ દીધું રે—કેતા.

કામી કેમ કહું કમળાપતી,
જુમના માગત આપે ધારી;
બ્રમચારી કેમ કહું ભુદરા,
વંદ્રાવનના તે કોણ વિહારી રે—કેતા.

સ્વતંત્ર કેમ કહું શ્રીપતી,
પારથનો રથ કેમ ધાર્યો;
પરતંત્ર હોય તો ના કરો:
શ્રાપ ભીત્રવનો ઉધાર્યો રે—કેતા.

શાંત કેમ કહું શામળા,
તમે હરણાકંસની કીધી ઘાત;

ક્રોધી કેમ કહું વીઠલા,

તમે ભ્રગુની ખાધી લાત રે-કેતા.

માની કેમ કહું હે પ્રભુ!

દુરજોધન ઘર ગયા ન દેવ;

અપમાની કેમ કહું શ્રીહરી,

સોમપતીની કીધી સેવ રે-કેતા.

કરે સુદામા વિનતિ,

ચરણકમળશું લાગ્યું ધ્યાન;

ભવોભવ કીરપા કીજીએ,

હું શરણુ તમારે રાખો માન રે

કેતાં કહી ના સકાવું-મારા નીરવાણી.

---

રાગ સોહણી

( તાલ-લાવણી )

[ રાત્રે ત્રણ વાગે ગાવામાં લેવું ]

---

હરી નામ બીના નર ઐસા હે,

દીપક બીન મંદીર જેસા હે-હરી.

શશી બીના રજની જૈસી હે,
બીના લુનકી રસોઇ હે;
ગુરૂ બીના ચેલા જૈસા હે—હરી.

પતી બીના નારી જૈસી હે,
પુત્ર બીના માતારી હે,
ગુણીકા પુત્ર જૈસા હે—હરી.

ઠુઠર બી વૃક્ષ બના હે,
શુમ સચરી માયા હે;
નિર બીના સરોવર જૈસા હે—હરી.

મીરાં કહે હરીસે મીલના,
જન્મ-મરણકી નહિ કલના;
ધની બીના ધર જૈસા હે,
હરી નામ બીના નર ઐસા હે.

---

## રાગ માલકોશ

### તાલ—લાલણી

---

(ગાવાનો વખત રાત્રે એક વાગે)

કર વિચાર ભાઈ શોચ તું મનને
મનુષ્યનર મણી ખોવે તું તનને. કર
પાંચ પચીસ રમતમાં ખોયા,
ભરજુવાનીના દનને જોયા,
પોચ્યો સીતેરે પણ ભજ્યા ન હરને. કર
પડી ગયા દાંત, મોં ખોખુ થયું,
નેત્ર નાસીકાથી વારી વહ્યું;
પ્યાર ધરી હજુ ખોળે તું ધનને. કર
ટુટી કાયા શિથળ થયું મન,
કર લાકડી થરથર કંપે તન;
હરી કથા ન સુણી, ખોયું જોબનને. કર
આ રે દેશની કરી કમાણી,
પર ભવે તે કયાં મળવાની,

નીશદીન ભજ દુર્લભ સ્વામીનને
કર વિચાર ભાઈ શોચ તું મનને

---

## રાગ ભેરવી

### તાલ—લાવણી

---

(આ રાગણી સવારે ૭ થી દસ સુધી ગવાય છે.)
એક ઘર જાના દોનો દીન
કોઇ સંત રહે લવલીન. એક૦

ના કોઈ પંડીત ના કોઇ કાજી,
પાંચ તત્વ ગુન તીન
કોય સુનત કોય કાન છેદાવત
દુખઝા આપે તીન. એક૦

કોઈ ગારે કોય કુક આવે દેખો જગતકી રીત;
કોય ભુત કોય પ્રેત બનો હે
કોય જીન કોઇ પીર. એક૦

કોઇ સંધ્યા કોઇ નીમાજ પઢે
કોઇ ધ્યાનમેં લવલીન
રામ રહીમ દોનો એક કરી જાને
સોહી સંત પ્રવીન. એક૦
ચાર બેદસે નહી કોઇ ન્યારો,
ભેદ ભક્તનકો દીન.
નીરમલદાસ જગતસે ન્યારો,
રામ રહીમમેં લીન,
એક ઘર જાના દોનો દીન.

---

## રાગ આશાવરી

### તાલ–લાવણી

( મળસકે પાંચ વાગેથી આઠ સુધી )

---

ભજનકર ભવસીંધુ તરવા
ખોવા જગતજંજાળ જુઠામાં ભટકે શું કરવા. ભ.

ભક્તિનાવ ગ્રહી લે પ્રાણી, જ્ઞાની બનીને થા સુકાની
પાર ઉતરવા. ભજનકર.
મથા ન જાએ હરી નામ લીધું
ભક્તિને વશ છે દયાસીંધુ
સહાય તો કરવા. ભજનકર.
મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ ચર્ણોમાં ચીત્ત ધરવા
ભજનકર ભવસીંધુ તરવા.

---

## રાગ બીહાગ

### તાલ–લાવણી

( રાત્રે બે વાગે ગાવામાં લેવો. )

---

દુનીઆ મતલબકી ગરજી
અબ મોહે જાન પડી ભલા મોહે જાન પડી. દુનીઆ.
જબલગ તેલ દીવામે બતી હૈ હૈ
તબલગ પ્રીત ખરી, અબ મોહે.

જબલગ બૈલ બહે ગાડીમેં તબલગ ઉનકુ ઘની
વૃદ્ધ ભયો જબ હાંકે ન દીનો ઢુંઢમરો ગલીઓગલી.
અબ મોહે.
ભાઈબંધ ઓર કુટુંબકબીલા સબમાં આકે ઘની
ઉડ ગયા હંસા કાયાકુ બીજાઈ ઘરમે સુતકકરી.
અબ મોહે.
ઘર બેઠી અરધાંગી સ્ત્રીઆ સોહી નાહી સંગ ચલી.
તીન દીન તેરા કે ભીતર દુસરા ખસમ કરી. અબ મોહે.
ચાહે આવે ચાહે કોઇ ન આવે નીરમલ મસ્ત ભરી.
અબ મોહે જાન પડી.

---

## રાગ કાફી

### તાલ–લાવણી

### ( ધીરાની ચાલ )

---

સડેલ સંડસા કુટ રે ભજનમાં ભંગ પડે
ભજન નવ મુખે ભાખે રે બુદ્ધો બીજાની બુગડે.
સડેલ.

## સાખી

કુડ કુપટ ઘટભીતર ભર્યા દંભ પામર અપાર;
સો સો વાર સંત સમજાવે માને નહીં લગાર.
દુધે ધોયલા કોયલા તે કયાંથી ઉજળા કાડે. સડેલ.
અમૃત પાઇ સરપ ઉછેરો તજે નહી તે ઝેર;
પાલનપોશણ નીશદીન કરતા કરે કો કદી કાળો કેર.
જાતીસ્વભાવ ન છોડે પોતાનું પોત દેખાડે. સડેલ.
હરી ભજન જેને ભુવન નહી તે નર પશુ સમાન
સમરણ પુન્ય સમય નવ સમજે પાપી પાખંડી જાણ
ધીક તેની જનુની રે એવા સુત કેમ જીવાડે. સડેલ.
ગુરૂ ગ્નાનહીન વીશવાસઘાતી તે નર કૃતઘ્ની કહેવાય
દાસ ધીરો તેને વાસ ન વસીએ સમય અનુકુળ થાય
અદીઠ મુખ તેનું રે કુવે ઉતારી વરત વાઢે. સડેલ.

# ૧૨૯

## રાગ ગોડી

### તાલ—લાવણી

---

ધીક જીવન આયો હરીના નામ બીના
રામ બીના ગુરૂકે ભજન બીના
ચંદ્ર બીના નેન નેન બીના દેહી જ્યુ મંદીર દીપ વીના
જ્યુ બ્રહ્મા વેદ વોણુ ત્યુ આયો હરી નામ બીના. રામ.
મેઘ બીન ધરતી પતી બીન નારી
જ્યુ બાલક માત બીના
જ્યુ વૃક્ષફળ વોણુ ત્યુ આયો હરી નામ બીના. રામ.
ધીક જનમ તેરો તીર્થ ન પરસ્યો
ધીક ભોજન સ્નાન બીના
ધીક જીબહા જેણે હરી ના સમર્યા
ધીક તેરી દોલત દાન બીના. રામ.
કામ ન વાર્યો તેં ક્રોધ ન વાર્યો
છોડી તૃષ્ણા સંતજના કહે નાનક નીરંજન ઠેરે
સંતો આયા હરી શરણા રામબીના હરી કે ભજન બીના.

## રાગ નટકેદારની ઠુમરી

તાલ—દાદરો

---

હાથ જોડું તારા ચરણે પડી,
આવોને ઘેર મોરે હરી.
આવોને ઘેર. આ...ને ઘેર મોરે હરી.
સામરી સુરત વારી વારી,
નૈના રસીલા બાલવાળી;
અખીયાં તોરી જાદુ ભરી.–આવોને ઘેર.
સાચી કહો નહાસ ન તમે,
બોલો ના મુસે બોલો તમે.
તારી માયા મારા મનમાં ભરી:
આવોને ઘેર મોરે હરી–હાથ જોડું, તારા.

---

## રાગ કાફી ગઝલ

તાલ—દાદરો

---

હો મુને ભુલી ગયો છે મારો શામળો રે,
ખોટી ખોટી કાનુડા તારી પ્રીત–મારા રાજ હો.
મને કાગળ ન આવ્યો હરી હાથનો રે (૨)
રોતાં રોતાં રજની સારી જાય મારા રાજ–હો.
મને નિદ્રા ન આવે એની શું કરૂ રે,
મારે ખોળે રૂવે છે નાના બાળ મારા રાજ–હો.
મેતા નરસઇયાના સ્વામીને વીનવું રે,
દરશન દેજો નંદજીના લાલ,
હો મને ભુલીને ગયો છે મારો છેલડો રે.

---

## બરહસ ઠુમરી

તાલ—દાદરો

---

આલી તારો જો કે મદન જેગોપાલ લાલ.
દેખ બદન ગોરે શામ.
આવત મોહે લેરી, આવત મોહે લેરી—આલી.
ઘડી ઘડી નવ પલત શામ,
આવત શામ મોરે સૈયાં,
કરતન હો રે રી, આવત મોહે લેરી—આલી.

**સમજઃ**—રાગ રાગણીઓમાં જે પરજ શરૂ થયું તેનું નામ આસ્તાઇ. બીજી કડી એ રાગની ઢબ ફરી તેને આંતરો કહેવાય, અને એની નીચે બીજી કડી હોય, તો તે આંતરા પ્રમાણે ગાવી. તો તેનું નામ અભોગ. અને ત્રીજી કડી હોય તો તેનું નામ ભોગ. એમ સંગીતના વિષયમાં ચાર કડીના હિસાબે બ્રહ્માનંદ ભજનમાળા બનાવેલી છે. દરેક કીરતનમાં ખરૂં જોતાં ચાર જ કડી હોય છે, તો

સમજદાર ગાનાર ફક્ત આસ્તાઇ અને આંતરમાં જ સોવાર પાડે, જેથી સાંભળનારને કંટાળો ઉપજે નહિ, કારણ કે સમજદાર તાન પલટા સમજે, પણ નહિ સમજનાર આગળ ભેંસ આગળ ભાગવત, અને મુરખ કહે કે સનેપાત ઉપડયો! માટે સભા પ્રમાણે વર્તવું. ઉપરનું કીરતન આંતરા—આસ્તાઇ જ છે.

## રાગ સીંદ્ર ભેરવીની ઠુમરી

(તાલ—પંજાબી અને લાવણીમાં ચાલે છે.)

---

ગોકુળીયું નાનું ગામડીયું,
શા માટે આવો શામ.
શા માટે આવો શામ, શા માટે આવો શામ—ગોકુ.
પ્રથમ વિસારી રે, ધેનુ હતી પ્યારી રે;
તમે ભુલી ગયા બાવા નંદજીનું ધામ—ગોકુ.
મથુરાની અંદર, મણીમય મંદીર;
આ માટીનાં બનેલાં તમને ક્યાંથી ગમે ગામ—ગોકુ.

કુબજા તે નારી રે, કંસ તણી દાસી;
તેમાં શું લુભાણા તમે સુંદીરશામ—ગોકુ.
કહે કવિ પીગલ, મુરતી છે મંગલ;
મારા રૂદીએ વસો તો મારે શું છે બીજુ કામ;
ગોકુળીયું નાનું ગામડીયું શા માટે આવો શામ.

---

રાગ માઢ
તાલ—દાદરો

---

અવતારી છો ગીરધારી તમપર વારી
હો સુખકારી સુંદીર શ્યામ. અવતારી.
મધુવનમાં ગૌવનમાં ગોપનમાં મુનીજનમાં
અંગનમાં દીસો છો આપ
દરસનમાં પરસનમાં મધુર મુખ લાવનમાં
તનમનના ટાળો છો તાપ. અવતારી.
પાવાથી ગાવાથી સાને સમજાવાથી
નાવાથી જુમનાનાં નીર

ઝટપટ બોલાવાથી વશ કીધા જાવાથી
ખાવાથી ચોરીને ખીર. અવતારી.
જળમાંથી થળમાંથી બળમાંથી પળમાંથી
હાથી રાખ્યો હુંશીઆર
છળમાંથી કળમાંથી કૌરવના દળમાંથી
પાંડવનો ઉદ્ધાર. અવતારી.
દુખ હરવા સુખ કરવા ભવ તરવા
મારી રંકની સુણજો રાવ
ચીત ઠરવા કૃત સરવા ભય હરવા
કવિ પીંગળનો છે ભાવ.
અવત્તારી છો ગીરધારી તમપર વારી હો સુખકારી
સુંદીર શ્યામ.



## રાગ—કાફી

### તાલ—દાદરો

( ઉઅ કાચઓ કાચબી પ્રમાણે )

---

માંદો પડયો ત્યારે મળવા આવ્યો ભેળા થયા બન્ને ભાઇ
પ્રાણી રે ભેળા થયા બન્ને ભાઈ
મેલ્યુ મુકયુ હોય તે કેતો જાજે પાસે ન રાખીશ પાઇ
માડી જાયા પછી મરજે, હોય તે હાજર કરજે
એવું જાણી ચેતજે પ્રાણી માથે છે મોત નીશાણી રે
સમજ્યા વીના સરવે ખોટું જમડા વાહે દોટું રે. મા.
નારી કહે મારે રાખવો હતો કાઢવા વેળા થઇ
પ્રાણી રે કાઢવા વેળા થઇ
સૌ જન મળી એને લઇને ચાલ્યા તુરત બીજાને ગઇ
ખાધુ પીધુ નાખ્યુ ખોળે વાહેથી કાકડા બોળે રે.

એવું જાણી.

જેવો તેવો તેનો લાડવો વાળ્યો
બીની નહીં મહીં ધાર. પ્રા.

ચારે જણા એને લઇને ચાલ્યા વાહે પડયો પુકાર
ખાપણ માથે નાખ્યુ ખોડુ કાંધે લઇને કાઢે દોડુ રે. એવું.
જેવા તેવા એના લાકડા લીધા
છાણામા નહી સાર પ્રાણી રે છાણામા નહી સાર
જેવી તેવી એની ચીતા ખડકી માહે મેલ્યો અંગાર
સૌ જન કહે બાજરી ખુટી ભોદલ કહે દોરી તુટી રે.
એવું જાણી ચેતજે પ્રાણી માથે છે મોત નીસાણી રે.
સમજ્યા.

---

## રાગ દરબારી કાનરો

તાલ—પંજાબી

(લાવણીમાં ચાલે છે. ગાવાનો વખત રાત્રે આઠ વાગે)

---

પોપટ પીંજર નહિ તારૂં, ઊડી જાવું છે પરબારૂં.
પોપટ.
છે પરનો પણ પરીચયથી, માની બેઠો શું મારૂં;
તું ક્યાંનો એ પીંજર ક્યાનું(૨) સમજે તો સુણું સારૂં.
પોપટ.

મનુષ્ય દેહી મહા દુરગંધી, નર્ક સમાન નઠારૂં;
તેને તું કંચનમય માને, (૨) આવડું કેમ અંધારૂં.
પોપટ.

બીજું જોયા જેવું આપણુ, નામ છે કેવળ ન્યારૂં;
સરવે પ્રકારે સાચવ તો તું, (૨) આખર છે પડનારૂં.
પોપટ.

સાર અસાર વિચાર કરો તો, ભુલવણી સાગર બારૂં;
કેશવના પ્રભુ કારીગરને, (૨) વિસરૂં ના-સંભારૂં.
પોપટ પીંજર નહિ તારૂં

---

રાગ કાહારવો-માઢને મળતો

તાલ—લાવણી

---

હરી જન નથી થયો રે,
શીદ ગુમાનમાં ઘુમે.
હરીજન દેખી હૈડું ન હરખે,
દ્રવે હરીના ગુણુ ગાતો, ભાઇ દ્રવે (૨)

કામ ધામની ચટકી નથી ફટકી,
ક્રોધે લોચન રાતો—હરીજન.
તુજ સંગે કોઇ હરીજન થાએ,
તો તું હરીજન સાચો, બાપુ તો તું (૨)
તારા સંગનો રંગ ન લાગે,
ત્યાં લગી રંગ છે કાચો—હરીજન.

ગાય ભજન ને ભગત કેવાયો,
પરનિંદાથી નથી ડરતો, ભાઇ પરનિંદાથી (૨)
પરદુખ દેખી હૃદય ન દાઝે,
ચાળે હું હું કરતો—હરીજન.

પર ઉપકારે પ્રીતિ નહિ ને,
સ્વારથ છુટયો નાહી, તારો સ્વારથ (૨)
કેણી તેવી રેણી નથી ને,
ક્યાં લખ્યું એમ કે ની?—હરીજન.

મન કેરા ગુરૂ મનથી કરી લે,
સાચી વસ્તુ જડશે, બાપુ સાચી વસ્તુ જડશે;

કહે દુર્લભ દુઃખસુખ માનો,
સાચુ કેવું પડશે—હરીજન નથી થયો રે.

---

## રાગ માઢની ધુન

તાલ—લાવણી

( આ કીરતન ખંભાતી ભાષામાં છે )

---

કરહણીઆ મને દરહણ દેજે
ચ્યારની રઈ છું તોચી ચ્યારની રઈ છું તોચી.
અલ્યા તારે મોરે હગપણ હોચ્યુ જાણે જહદા કોચી.
કરહણીઆ મને દરહણ દેજે.
અલ્યા પોચપોલીનો મેં છેચડો રોંધ્યો
મઠ ચોળો મોઘ નાછ્યો. કરહણીઆ મઠ ચોળો.
આપણે બન્ને ભેળા જમીહું
પેલા છોરૂ ઉડાડહે માછો. કરહણીઆ.
અલ્યા નવા જ ઘુનો પુકજ પાડયો
મોચડા હેઠળ મુચ્યો. કરહણીઆ મેં.

તારે કાજે કરહણીઆ મેં હરવે હરવે ફૂચ્યો. કર.
અલ્યા સામે સેઢે બોરડી પોચી તેના મેંઠા મેંઠા બોરા
કરહણીઆ મેંઠા.
આપણે બન્ને બોરા વેણી ખઇહું
પેલા છોરૂ ચારહે ઢોરા. કરહણીઆ.
અલ્યા મારે છેતરે કોરગડી પોચી
તેની લોબી લોબી લુબો. કરહણી. લોબી.
છોનોમોનો હેડચો આવજે રખે ન મારતો ગુમો. કર.
હેત કરીને કરહણીઆ મને દાડી દાડી દરહણુ દેજે.
વેલો આવજે નંદ છૈઆ જે જોઇએ તે માગી લેજે
કરહણીઆ મને દરહણુ દેજે.

---

## રાગ કાફી

### તાલ—લાવણી

( આ કીરતનને રામાદેવની સાવળ કહે છે )

---

વાગે ભડાકા ભારી ભજનરા વાગે ભડાકા ભારી રે
બારબીજના ધણીને સમરો નકલંકી નેજા ધારી. ભ.

પ્રભુ રાજાને અમર સ્થાપ્યો પ્રેહલાદ ઉગાર્યો પડકારી રે. હે.
સંધ્યા ટાણે દૈત્યને માર્યો હરીએ તોર વધારી. ભજ.
રૂપાદેનું સત રાખવા માળી બન્યા મુરારી. હે. હે. જી.
માલેરૂપાના હેરત હેર્યા આરાધે મોજડી ઉતારી. ભ.
તારા રાણીએ ત્રણુ નર તાર્યા
જેસલ ધરડાની નારી રે હે હે હે જી.
સુધનવાના નામ પ્રતાપે (૨)
ઊકળતી કડાઓ ઠારી. ભજનરા વાગે.
પલપલપલ પીર રામદે સમરો, એ છે અલંક અવતારી રે

હે હે હે જી.

ગુરૂ પ્રતાપે ભાઠી હરજી બોલ્યા ધણી ધાર્યો ગીરધારી,
ભજનરા વાગે ભડાકા ભારી રે. હે હે હે જી. વાગે.



## રાગ સોરઠની ધુન

( એટલે સ્હેજ એ રાગના સ્વર લાગે. )

તાલ—લાવણી

---

મારા જુગના જીવન રે ઝુલું ઝાટકે હો જી.
ઝુલું ઝાટકે થાજો અસ્વાર રે મારી વીપત પડે.
અજમલના રામા આવજો હે હે હે જી.
પશ્ચમ ધરા મારા મોપીર, પ્રગટીઆ રે જી.
પડછો દીધો રણુજા મોઝાર રે—મારી.
ભરદરીએ રે બેડી લાગી બુડવા હે જી,
ઉગારો મા મને પારસનાથ મહારાજ રે—મારી.
પોકાર પાડી થાકયો ઓલ્યો વાણીઓ રે જી,
ત્યારે સમર્યા રામાદેવ પીર રે—મારી.
સુણી અરજને રામો પીર જાગીઆ રે જી.
મારે જાઉં વાણીડાની વાર રે—મારી.
ઘોડલે પલાણુ રામે માંડીઆ રે જી,
બુડતા તાર્યા વાણીડાના વહાણુ રે—મારી.

ઝેરના પ્યાલા રાણે મોકલ્યા રે જી,
આવ્યા કાંઇ અમીના ઓડકાર રે—મારી.
નરસીઆના નિંદા કીધી નાગરે રે જી,
હાર તો હરીએ આપ્યો હાથોહાથ રે—મારી.
દ્વારકામાં પગડા ભાગ્યા કોલવે રે જી,
દેવળ ફેરવી દીધા છે દેદાર રે—મારી.
લાખાગ્રહથી પાંડવો ઉગારીઆ રે હે જી,
આપ્યા આપ્યા હસ્તીનાપુર રાજ રે.
મારી ઓપટીએ અજમલના રામા આવજો હો જી.
ગુરૂના પ્રતાપે હરજી ભાઠી બોલીઆ હો જી.
અમને દેજો સાધુચરણુમાં વાસ રે.
મારી ઓપટીએ અજમલના રામા આવજો હો જી.

---

## રાગ પીલુ-ઠુમરી

### તાલ-લાવણી

---

મસ્તાના રે દેખ વિચારી દીવાના. વિચારી દી.
તું સમજ ગુરૂકીસાના
નર દેહ અનુપમ પાયા રે બની કંચન જૈસી કાયા રે
મુખ દેખી રે દર્પન કયા સુસ્કાના. તું સમજ.
મનરંજન વેશ બનાયા રે અંગે અતર તેલ લગાયા રે
દીલજાની રે નામે નહી લુભાના. તું સમજ
જૈસે પુર ચળાકે પાની રે ઐસી જાય ચલી જુવાની રે
સુત નારી રે છબી છોડ કે જાના. તું સમજ.
દેવીદાસ બુરાઈ ન કીજે રે સબ મીલકે હરીરસ પીજે રે.
ધનમાળા રે છોડ જંગલ બસાના
તું સમજ ગુરૂ કીસાના. મસ્તાના રે.

---

## સોરઠ ધુન

### તાલ—લાવણી

---

રામ ભજી લે રાણા રે તારે ગુણ ગોવિંદના ગાણા. તુ.
ખોટી માયાની ખબર ન પડી કળા વીનાના કુટાણા. હે.
જુઠી માયાનો ઝઘડો માંડયો બળે કરીને બંધાણા. તુ.
જુઠી માયા તારી કામ ની આવે ને ભોગ નહી આવે
નાણા હે.
હરામની માયા તારી હાલી જાશે વાહે રહેશે વગોણા. તુ.
દયા ધરમમાં કાંઇ ના સમજ્યો ભીતર નહી ભેદાણા. હે.
સુર વીના નર હણવા હીંડે ફરે પાછા નર નીમાણા રે. તુ.
સો વરસ રહ્યા સીધુમાં ભીંતર નહી ભીંજાણા રે. હે.
જળનું તો કાંઇ જોર ન ચાલ્યુ પલળ્યા નહી એ પાણા રે.
તારા રાણી તુહીતુહી પુકારે રોહીદાસ રૂધાણા રે હે જી.
દીક્ષા લઇને હાલ્યા દાતા રે હરચંદ હાથ વેચાણા. તુ.
જરાસંગ જેવા હાલ્યા ગયા ને ઇંદ્ર જેવા અટવાણા રે. હે.
રાવણ જેવા રહ્યા નહી ભાઇ કૌરવ હાથે કુટાણા. તુ.

હરામની માયા ભેળી કરીને હેઠળ ભરીઆ નાણા રે
હે હે હે હે જી.
સુવા પુઠે મન જર થઇ બેઠા તેપર રાફ રૂધાણા રે
તું રામ ભજીલેની રાણા
અવતારો અનેક ધરીને ભવોભવ અટવાણા રે. હે.
જરા મન જીત્યો ન જીવડલા
તારો લોભ ન ગયો લુવાણા રે
તું રામ ભજીલેની રાણા રે હે હે હે હે જી.

---

(શ્રી શક્તિદેવીની સ્તુતિ)

રાગ કાફી

તાલ—લાવણી

મુને છે ભરૂંસો એક તારો રે, તારો રે, તારો મા ! તારો.
ત્રિવીધના તાપે તનડું તપે છે મુઝાય મનડુ
કરૂણામૃતદષ્ટી કરી ઠારો રે ઠારો રે ઠારો મા મુ.
ભયંકર ભવસાગરથી રે બનો ડુબતાંના બેલી
કર ગ્રહી હેતે મુને તારો રે તારો રે તારો મા તારો.

પ્રણુતને પાળનારા ભવો ભય ભાગનારા
અંધ મને જગદંબે ઊગારો રે ઊગારો રે ઉગારો.
મા ઊગારો.
સમરૂં સ્વામી સ્નેહલક્ષ્મી દાસ ને દયાળાં દેવી,
ક્ષણ એક કરશો નહી ન્યારો રે ન્યારો રે ન્યારો
મા ન્યારો. મુને છે ભરૂસો.

---

પરચુરણ છપા ખરી સમજણ માટે લખવા પડયા છે. જેને કીરતનમાં બાવન બજાર ચોરાસી ચૌટાં કવિઓ લખે છે તેનો અર્થ બાવન અક્ષર ને ચોરાસી યોની.
હવે ચોરાસી યોની સૃષ્ટીમાં કઈ ગણુતી તે વીશેઃ—

છપો

જળચળ છે નવ લાખ પક્ષી દસ લાખ દેખાએ
લાખ અગીઆરે કીટ વિશ લાખ પશુ પેખાએ
સ્થાવર છે ત્રીસ લાખ ચાર લાખ માનવ દીસે
કીટ પશુ પક્ષી વીશે એક ઇંદ્રીનું જ્ઞાન છે
કહે કવી કાલીદાસ મનુષ્ય વિશે શુદ્ધીબુદ્ધી સાન છે.

(ભરથરી રાજાનો પસતાવો ભરથ સતકમાં છે)
અદોષ ભેદ બોધકો અધ્યાનમે ન કીનો હે
ન સેવા માત તાતકી મંજાર ચીત દીનોમે
દયા ન દીન જનપે કરી ન મેં ના કબી
ન્યાયવંત દ્રવ્ય એકત્ર કીનો ન લબી
વિશાળી લીલ કુંજનૈન ચંચલ ન હરદે પ્રીયા
ન કીનો સુપનેમેંબી આલીંગન માદા ત્રીયા
પ્રપંચ પૈસા ભોગ કો સંભોગ તો કીયોજ મેં
બિકાસ માત આસકી જનારત કરીજ મેં.

---

(નરસિંહમેતાનો રાસ)
તાલ-હીચ
**રાગ કાનરાની ધુન**

---

રાધેગોવિંદ રામ રાધેગોવિંદા.
વંદ્રાવનચંદ ભજો કીષ્ણગોવિંદા. રાધે.
ગોવરધનધારી રામ રાધેગોવિંદા.

કુંજવિહારી ભજો ક્રીષ્ણુગોવિંદા.

નાગફેણુ નાચ્યા રામ રાધે.
બળા ઘેર જાચ્યા ભજો ક્રીષ્ણુ.
ગુણીકાને તારી રામ રાધે.
માસીઆને મારી ભજો ક્રીષ્ણુ.
પાંડવોને પાળ્યા રામ રાધે.
કૌરવને બાળ્યા ભજો ક્રીષ્ણુ.
કપટી કંસ માર્યો રામ રાધે.
માત તાત છોડયા ભજો ક્રીષ્ણુ.
રાવણકુળ રોળ્યો રામ રાધે.
સમુદ્રને ડોળ્યો ભજો ક્રીષ્ણુ.
દીનના દયાળ રામ રાધે.
ભગતના પ્રતિપાળ ભજો ક્રીષ્ણુ.
દુષ્ટો કેરા કાળ રામ રાધે.
સાક્ષી ગોપાળ ભજો ક્રીષ્ણુગોવિંદા.

---

## રાગ બીહાગ, ઠુમરી

### તાલ—લાવણી

---

ભજન કરી લે રે હરિને ભજી લે રે
હો ચામડાની પુતળી ભજન કરી લે.

ચામડાની પુતળી ને ચાવે નાગર પાન
અછે અછે કપડે પેહરે છોડ ચલે અભીમાન રે. ભ.

ચામડાના હાથી ઘોડા ચામડાના ઊંટ
ચામડાની નોબત વાગે વાગે ચારે ખુટ રે. ભ.
ચામડાના પશુ પ્રાણી ચામડાનો નાગ,
ચામડાની સારી દુનીઆ ચામડાનો વાઘ રે. ભ.
ચામડાના વાછરડા ને ચામડાની ગાય,
ચામડાની દોવાવાળી, ચામ દોવા જાય રે. ભ.

ચામડાનો બાદશા ને ચામનો વજીર,
ચામ કેરૂં રાજમંડળ, ચામનો કબીર રે.
ભજન કરી લે રે, હરિને ભજી લે રે.
પ્રભુને ભજી લે રે.
હો ચામડાની પુતળી, ભજન કરી લ.

---

## રાગ બરવો
### તાલ-દીપચંદી

---

કાયાની ગાડી રે, હંસા કારમી હે જી.
ગાડી અનઘડ કહેવાય,
ગાડીનો કારીગર ન્યારો વસે. હે.
બાવન બારો પરમાય. કાયાની ગાડી.
નવસો નવાણુ માંહી નાડીઓ રે.
ત્રણ શ્રેષ્ટ ગણાય,
ઇંગલા પીંગલા ને શુશુમણા,
તેના પુલ તો બંધાય. કા.
શાન્તી સડકો બંધાય છે રે,
તુરતા સુરતા બે તાર;
સંકલ્પ સલેપાટ પાથરીઆ,
જાય શુન ગઢની મોઝાર. કા.
ખટ ચકરના ટેસન બન્યાં રે,
દસમો સાહેબનો મુકામ

ગાડી ચલાવો અનુભવદેશમાં,
તે પર મોક્ષનો ધામ. કા.
કર્મ ઇંદ્રી પોટર બની રે,
જ્ઞાન ઇંદ્રી સિપાય,
ચેતના ચોકી કરે,
સતના સાંધા મીલાય. કા.
મનડા અવર ગાડી હાંકતો રે,
ગાર્ડ બુદ્ધિ કરે રે તપાસ,
પુન્ય પાપના પપુડા વાગતા,
નેક નેજા ઉડે આકાશ. કા.
અદલ શબ્દના ઘંટ વાગતા રે,
જ્ઞાનની ટીકીટો વેચાય.
સતગુરૂ સાહેબ ટીકીટ આપતા,
ગાફીલ ગોથાં ખાય. કા.
જીવ શીવ વેપારી બે ઊતર્યા રે,
કહું તેનો વિસતાર,
ફેરા જીવરાજને જન્મ,
મરણુ વારમવાર. કા.

શીવરાજે સતસંગ ઓરીઓ,
પરણ્યા નિરવંતી નાર,
સતી સંગાતે સતલોક ચાલીઆ,
અમરાપુર મોઝાર. કા.
ચેતનપુર દેશ આવીઓ,
એ દેવલોક ગણાય,
મનુષ્યદેહનો ડબો બન્યો,
તે ફસકલાસ કહેવાય. કા.
પવન પાણીનુ અંજીન બન્યુ,
અજાના કોયલા પુરાય,
ડબે ડબે દિવા બળે,
જળહળ જ્યોતો જણાય. કા.
અનુભવ જેને મલ્યો
રોકનવાળો નહી કોય,
કહે મોહનગીર ગાડી પરખજો,
આવાગમન નવ હોય.
કાયાની ગાડી રે હંસા કારમી.

## રાગ કાફી

### તાલ–પંજાબી

---

આવું સુંદર નર તન પા...મી,
શરણુ હરીનું તું લે.
શરણ હરીનુ રે મનવા, શરણુ પ્રભુનું લે,
સુંદર તનમાં, સુંદર મન છે,
સુંદર નેત્ર સુંદર સાધન છે,
તે પણ સુંદર તત્વ ગ્રહો તો આતમઘાતીક તે.
અરે નર આતમઘાતીક તે. આવું.

(તાલ–દાદરો)

ફરતા ફરતા ખેલે ખેલાડી,
દોરી ઉપર ચીત લગાડી
માયાના પાશમાં, મોહી રહ્યા તમે
જુવો મન માંહે વિચારી.
તે પણ સુંદર તત્વ ગ્રહો તો
આતમઘાતીક તે અરે નર આતમઘાતીક તે.

આવું સુંદર નર
તન પામી, શરણુ પ્રભુનું લે.

---

રાગ નટકેદાર

તાલ-પંજાબી

---

( આ કીરતન રાત્રે આઠ વાગે ગાવામાં લેવું. )

ભજ મન વલ્લભ વિઠલ નામ (૨)
તરૂણી તનય તન ધામ ધરા ધન,
આવત કોહુ ન કામ.
હાંરે હાંરે, આવત કોહુ ન કામ. ભજ મન.
કલી કે જીવ ઉધારન કારન,
પ્રગટે લક્ષમન રામ,
હાંરે હાંરે, પ્રગટે લક્ષમણ રામ,
ભજ મન વલ્લભ વિઠલ નામ.

---

# ૧૪૭

## રાગ શુર સારંગની ઠુમરી

તાલ—લાવણી

---

સ્વામીજી મારા, મારૂં માનો તો કહું ઠીક રે. સ્વા.

દ્રુવારકાના નાથ વાહલા, બાળમિત્ર છે તમારા,

જાચો જઇને જદુવીર રે, સ્વામીજી મારા.

ભુખે મરે બાળ પ્યારા જગતમાં ન લાગે સારા,

પધારો રૂદીઆમાં ધરી ધીર રે. સ્વામીજી.

જુવો જગતની રીત ને બ્રહ્મશોભે ભીખને

પાટુ મારી લીધો શીર શાપ રે. સ્વામીજી.

દરીદ્રને દુર કરો, વચન મારાં રૂદીએ ધરો.

વેગેથી જાવોને મારા કંથ રે. સ્વામીજી.

દરશન થાય રૂડી પેરે, કટે પાપ જાએ ઝેરે

ભગતો આધીન, દુર્લભના સ્વામીન રે,

સ્વામીજી મારા, મારૂં માનો તો કહું ઠીક રે. સ્વા.

---

## ૧૪૮

### રાગ દેશ

તાલ—લાવણી

---

( ચંદ્રહાસની સ્તુતિ. )

વખત વિચારો શ્રી હરી તમે આવો મારી વારે
તમે આવો મારી વારે, પ્રભુ તમારી મુજને સ્હાય
ત્રીકમ તુરત જ ધાઓ, તમે સ્હાય કરી સૌ કામ.
ભગતોના ભીડ ભાગી કેમ કરો છો વાર બીરદ બેઠા
શું ત્યાગી રે, ત્યાગી.
નથી કોઇ મા ને બાપ, મારે તુજ વીણુ પ્યારા
રે, પ્યારા.
નથી કોઇ બંધુ બેન, સખા વીણ તુજ તારા રે વ.
સતી દ્રોપદી ચીર પુર્યાં લજા રાખી, લજા રાખી.
સ્થંભ ફાડી પ્રેહલાદ ઉગાર્યો, જગ સાક્ષી રે. વ.
ધ્રુવ અને અમરીશ વધારયા જગનામી રે, જગનામી.
ગજની કીધી સાર ઝુંડ માર્યો સ્વામી રે સ્વામી. વ.

પ્રૌઢ દુખ તો પડ્યું પ્રભુ વહેલા આવો, વેલા આવો.
કેમ નહી આવો નાથ શરણવત્સલ કહાવો, કહાવો.

( જંગલા ઠુમરી )

શીદ વાર કરો નવ નાથ ઘટે
કહો આપ વીના દુખ કોણ હરે
રતનાકરની દુહિતા રોકતી,
જનુની તુજને મુજ છે વીનતી.
તન માતને હોય વધુ ગમતો,
જનુની નવ રોક તું કાળ જતો.
મુને મારશે નાથ મુને મારશે નાથ, લજા કોની
જાશે રે, જાશે રે.
એ વિચારો વાસુદેવ, ઉભો હું તુજ આશે
વખત વિચારો શ્રી હરી.



## ૧૫૦

# રાગ ઝીલ્લા ઝીંઝોટી

### તાલ—દીપચંદી

---

(રાત્રે ૮ થી ૧૦ સુધી)

પંથીડા પ્રાણી રે, સમરી લે સરજનહાર ને રે.
સંતો ભાઇ રે, નાભી કમળથી સુરતાને સાધો તો
ગગનમંડળ મોઝાર રે. સમરી લે.
સંતો ભાઇ રે સુન મંડળમાં, ભમર ગુફા છે,
ત્યાં રહેવાનુ ઘરબાર રે. સમરી લે.
સંતો ભાઇ રે, ત્રીપુટી કમળમાં જ્યોતી ઝળકે છે
તે શુ મેળવ એક તાર રે. સમરી લે.
સંતો ભાઈ રે શ્વાસે શ્વાસો સુમરન કરી લે
મટશે જમ કેરો માર રે. સમરી લે.
સંતો ભાઇ રે, જનમ્યાં પેલાં, પય જમાવ્યું
માતા તન મોઝાર રે, સમરી લે.
સંતો ભાઈ રે, કરતાની શી કારીગરી,
એનો ભુલ્યા ભાઇ ઉપકાર રે. સમરી લે.

સંતો ભાઇ રે, ગણુપતનો ગુરૂદેવ મળે,
તો ઉતારે ભવપાર રે.
સમરી લે સરજનહાર ને રે.

---

## રાગ સારંગ ઠુમરી

### તાલ—લાવણી

---

ભક્તિ કેરા મારગ રે, ફુલો કેરી પાંખડી, હે હે જી.
અને સુઘે તેને રે સ્વાદ હે. ભક્તિ.
કરણીના હીણુા રે, સુરા થઇને ચાલશો. હે જી,
અને કાયર ખાશે માર હા ભગતી.
ધરણીના ધીગાર રે સુરા નર જે હશે. હે,
અને મરજીવા ખેલે મેદાન રે હા. ભગતી.
સ્વારથને સંધર્યો રે, ગોપીચંદ ભરથરી હો જી
જેને દેહમાં ઉલટયો વેરાગ હા ભગતી.
જેને દેહમાં ઉલટયો વેરાગ હા ભગતી.
ગુરૂને પ્રતાપે રે જેઠીરામ બોલીઆ હે જી,

અમને દેજો સંતો ચરણુમાં વાસ હો.
ભક્તી કેરા મારગ રે ફુલાં કેરી પાંખડી હે જી.

---

## રાગ માઢ કવાલી

---

( કવાલી કોઇ રાગ નથી; એ તાલ છે. કવાલી
એક સાધાણુ ઠેકો છે. દીપચંદી અને
લાવણીનો થાય છે. )

જાગ મુસાફીર દેખ જરા વો તો કુચકી નોબત
બાજી રહી.
વો તો કુચકી નોબત બાજી રહી, વાં કુચકી નોબત
બાજી રહી.
સોવત સોવત વીત ગઇ સબ રાત તુજે પરભાત
ભઇ,
સબ સંઘ કે સાથી લાદ ગએ,
તેરે નૈનમેં નીંદ બીરાજી રહી. જાગ.
કોઇ આજ ગયા, કોઇ કાલ ગયા,

કોઇ જાવન કાજ તીઆર ખડા,
નહી કાયમ કોઇ મુકામ ઇહાં,
ચીરનકાલી એહી રીવાજી રહી. જાગ.
ઇસ દેશમાં ચોર ચકોર ઘને
નીજ માલકી રાખ સંભાલ સદા,
બહુ તો હુશીઆરો લુટાય ગએ,
નહી કોયકી સાબત લાજ રહી. જાગ.
અબ તો તજ આળસકો મનસે,
કર સંગ સમાન તીઆર સખી,
બ્રહ્માનંદ ન દેર લગાય જરી,
બીજલી શીર પર ગાજી રહી,
જાગ મુસાફીર દેખ જરા,
વો તો કુચકી નોબત બાજી રહી.

## રાગ માઢ

### કવાલી



માન કહી મન મુરખ તું
અબ તો ભજ નામ નિરંજનકા.
જુન અનેકનમે  ફીરતે ફીરતે
એહી મનુષ્ય દેહી તુઝેકો મીલી.
કર પરમારથ કામ કછુ
તજ લાલચ તુ ધન સંચયકા.
પેટહીમેં જબ પેટ ભરા
અબ પેટકે કાજ તુ કાંહાં ભટકે. માન.
સબ વિશ્વકો નીત્ય ભરે પ્રભુ જો
સોહી પાલનહાર તેરે તનકા. માન.
માતપિતા સુત દાર સહોદર
માલ મકાન સમાન સબી
કોય બસ્તુ નહી થીર એ જગમેં
બીરથા મમતા મદજોબનકા. માન.

કાળ કરાળ ફીરે સીરપે
જીમ બાજ ચીડીપર ધાવત હે
બ્રહ્માનંદ બીચાર નીહાર જરા
ધર ધ્યાન સદા ભયભંજનકા
માન કહી મન મુરખ તું અબ તો ભજ.

---

## રાગ પીલુ
### કવાલી

---

મુઝે હે કામ ઇશ્વરસે જગત રૂઠે તો રૂઠન દે
જુઠી રે જાલ વિષયોકી અગર ટુટે તો ટુટન દે.
સુના જગમે બીચમે તેરા જબીસે નામ ભવતારન
છુટે અગન્યાનકા પડદે કટે સબ કર્મકે બંધન. મુ.
ક્ષમાકર દોષકો મેરે દયા દીલ બીચમે લાકર
તેરે દરબારમે મુઝકો બનાલે અપણું કે ચાકર. મુ.
પતીતપાવન નામ સુનકે ચરનમે આ પડા હું
દીલાદે ભીખ દર્શનકી પ્રભુ તેરા ભીખારી હું. મુ.

દયાકર દેખ નજરોસે પ્રભુ મુજકો ભુલાના ના
દેખકર દાસકો મેરે નજર મુજસે હટાના ના. મુ.
મુજે હે પ્યાસ દર્શનકી સફલ કર આસકો મેરી
ઓ બ્રહ્માનંદ કર કરૂણા મીટા દે જન્મકી ફેરી.
મુઝે હે કામ ઇશ્વરસે જગત રૂઠે તો રૂઠન દે.

---

## રાગ કસુરી

### તાલ-લાવણી

---

(શું કહું કથની મારી એ ઢબ)
કૃપા કરીને ઉગારો નાથ, દયા કરો હવે દીનબંધુ
વચન છેલ્લું છે દયાનીધી આ ભવથી લેજો તારી.
માયાની જાળ અટપટી દીસે, તેમાંથી લેજો
ઉગારી નાથ. દ.
અનેક જન્મનાં પાપ જે મારાં, પ્રલય કરીને બાળો,
કૃપાદ્રષ્ટી અમપર કરીને મીષ્ટ નજરથી ભાળો
નાથ દ.

દોષ અંતરમા દારૂણ ભર્યા છે, અગ્ની રૂપી છો દેવા
નામ સ્મરણથી નાશ થાએ છે, કરે જન કોટી
સેવા. નાથ ૬.
સૃષ્ટિ સૌને આશ તમારી દયાનીધી છો દેવા
અન્ય આશા નથી અમારે
શરણે આવેલને ઉગારો નાથ.
દયા કરો હવે દીનબંધુ.

---

## રાગ કલ્યાણ ઠુમરી
### તાલ—લાવણી

---

શ્રી વલ્લભ વિઠ્ઠલ શ્રીજી સ્વામી. શામળીઆ વાલા
સઘળું જાણો છો અંતરજામી નંદલાલા રે
ભય તો લાગે મુજને ભારી શામળીઆ વાલા
અંતકાળે શી વલે મારી નંદલાલા રે
સેવા સમરણ નવ ભાવે કીધુ શામળીઆ૦
રંક સાધુ ને દુખ દીધુ નંદલાલા રે

હીણો શાહસ્ર સૌ કર્મે શામળીઆ૦
પાખંડી પુરો પાપ કર્મે નંદલાલા રે
બાંહે ગ્રહ્યાની લાજ ધરજો શામળીઆ૦
પીડા ન પામુ એવું કરજો નંદલાલા રે
સનમુખ લોચનમાં આવી રેજો શામળીઆ૦
દોશ ન જોશો દરશન દેજો નંદલાલા રે
શ્રી મુખ બોલ્યા તે સાચું કરજો શામળીઆ૦
સૌ સેવકના દુખ સર્વે હરજો નંદલાલા રે.

---

## રાગ કાફી ગરબી

### કાયા જીવનો સંવાદ

(આમાં તાલ બે છે, પ્રથમ હીચ.)

---

કાયા કહે જીવને

વસુ સ્વામી આનંદે ગ્યુ સ્વછંદે મુકી ન જાશો નાથજી
સાચો સંબંધ ધરાવુ તમ સાથે હેત ધરીને નાથ
નહી દયા ધરી તમે કરી અનાથ મુને છોડો નહી
મમ સાથજી.

## સાખી

પગમાં કાંકરા ખુંચતા આકુળવ્યાકુળ થાવ
નીકટ સ્નેહ ધરાવતા પ–મ–ગ–રે–સા
કેમ કરો છો ધાવ. વસુ સ્વામી.

જીવ કાયાને કહે છે

પંખી અમે પરલોકના રે ઉડી જાવુ આકાશ રે
પલમાં પ્હોંચ્યુ પરલોકમા પંખીના શાં પ્રયાણુ રે. પંખી.
પડયા અમે મોહ પીંજરે રે ઇચ્છા ન ઉડાય રે
પાંખો બંધાઇ જાતાં પછી કેમ કરીને ઉડાય રે. પંખી.
હોંસે તરૂપર હીંચતા રે કરતા મળી આનંદ રે
પકડી ગયો રે કાળ પારધી દેશે કર્મના દંડ રે. પંખી.

## સાખી

નીકટ સ્નેહ જો તૂટતાં વાર ન થાએ લગાર
અધીકાર લક્ષ્મી છોડતા કાલ ન થાયે વાર.

( તાલ–લાવણી )

સુણો સુજ્ઞજનો શીદ વળગો મોહપાસે
રટો નામ પ્રભુ છુટો યમદુત ત્રાસે. સુણો.

અગણીત માયા છોડી ગયા છે
છત્રધારી નવ અમર રહ્યા છે
કાયા જીવ બે જુજવા થયા છે
અતીશે ત્રાસ જમનો થાશે. સુણો.

## સાખી

અનીમીત નર નરકે ગયા ગર્વીશ બની બે પાસ
માટે ચેતી ચાલ જો પ-મ-ગ-રે-સા
કહે છે દુર્લભદાસ. વસુ સ્વામી આનંદે.

---

## ઠાકોરજીને થાળ ધરાવવાનાં કીરતન

### રાગ પીલુ બરવો

તાલ-લાવણી

---

તમે જમોને જુગદાધાર કહું કરજોડી, કહું કરજોડી
મારા અંતરના આધાર શરણુમેં તોરી.

જમો ઘેબર પુરી દુધપાક જલેબી રૂડી. જલેબી રૂડી
માંહે સાકર મીસરી ડાલ પેડા ને પુરી. તમે.
જમો મોતી મગદળ ચુર ઠોર ને ખાજા ઠોર ને ખાજા,
માંહે માખણુ મીસરી દુધ ગોરસ છે તાજા.
જમો દાલભાત ને શાક ગંગાજળ ઝારી, ગંગા૦
તમે જમો રાધાજીના કંથ ગોકુળ ગીરધારી. તમે.
કહે આત્મારામ, માહારાજ અરજ ઉર ધરજો, અરજ૦
સૌ સેવકને માહારાજ સ્હાય તો કરજો. તમે જમોને.

---

## થાળ ૨ : રાગ સોરઠ

તાલ—પંજાબી

---

આજ મેરી મીજમાની સ્વીકારી
મેરા ઘરૂ આવના મહારાજ, આવના માહારાજ
રતન જડીત બાજોઠ ઢળાવું આપ હાથે ગ્રાસ ભરાવું
ઉભી ચમર ઢોળાવુ લાગો મને સોહામણા માહારાજ ૧

બહુ મેવા પકવાન મીઠાઇ શાક છત્રીશે જુગતી
બનાઇ.
ગંગા જળ ઝારી ભરલાઇ રૂચી રૂચી પાવના
માહારાજ ૨
એલચી લવીંગ પાન સુપારી કાથા ચુના કેસર ડારી
અપને હાથે બીડી સુધારી મુખસે પાવના માહારાજ ૩
મોર મુગટ પીતામ્બર સોહે સુરનર મુનીજન કો
મન મોહે
મીરા કહે પ્રભુ કો ગુણ દીલ બીચ લાવના
માહારાજ
આજ મેરી મીજબાની સ્વીકારી
મેરે ઘર આવના માહારાજ

---

## રાગ કાલીંગડો

તાલ—દાદરો

---

(શંકરની સ્તુતિ)

ઉમાપતી નમુ નમુ શરણાગતી નમુ નમુ

જટા ધારી સંગ લીએ
પા...રવતી નમુ હુ નમુ
કરો મહાદેવ દયા
હરો દુખ પીડ બીદા
તેરો નીત નામ રટત
જતી સતી નમુ હુ નમુ
ઉમાપતી નમુ હુ નમુ

---

ભોળાની સ્તુતિ
રાગ કલ્યાણ
તાલ–લાવણી

---

નમું પદે ગીરજાપતીને
ચંદ્રલલામ સદા પદ તારૂ એકજ શરણુ અમારૂ.
પ્રેમધારી આપે દયાનીધી સનમતીને. નમુ૦
ભસ્મધારી શીશગંગ શોભે ઉમીઆજી સંગ
મચે સંગીત રંગ બાજે તાલ મ્રદંગ ડોલે કંઠ ભુજંગ

રૂમક ઝુમક છુમતાંડવ કરતા મચી અખંડાનંદે
પ્રેમધારી આપે દયાનીધી સનમતીને નમુ પદે
ગીરજાપતીને

### શ્લોક

સાયંકાળે શિવં દ્રષ્ટવા નીસુપાપમ્ જપોહતી
આ જન્મ કૃતમધ્યાને સાયા દેશાસજનમની
મેરૂકાંચમદત્વા નામ ભગવાન કોટીરતુ અરપી
પંચકોટી તુંગા નામ તત્ફળમ્ શીવ દર્શનમ્

---

### કવીત ૧

મોર મેરૂપર ચુંગે ચુંગે હંસા જલસરવર
સેર જગલમે ચુંગે ચુંગે પંછી તરૂવર
જીવજન સબહી ચુંગે વાકી ગાઠ કાહા ગર્થ હે
ચીંતા મતકર નીશ્ચીત રહે પુર તરનાર સમરથ હે

### કવીત ૨

આયુષ્ય તો અલ્પ રહી જીવ કરે સોચ પોચ
કરણી તો બહુત કીઆ કહો કાહા કીજીએ ?

પુરાણો કે પાર નહી એદહુકો અંત નહી
બાની તો અનક બીધ કોહા ચીત દીજીએ ?
કાવ્યકી અનંત કળા છંદમે પ્રબંધ ઘણા
રાગરસીલા રસ કાહાતક પીજીએ ?
સો બાતનકી એકજ બાત
તુલસીદાસ બતાહી જાત
સબહુકે છોડકે એક રામ રામ કીજીએ.

---

રાગ બરહંસ
તાલ–હીચ

---

નામ સમાન કોઇ નાવે રે હરી તારા નામ સમાન
કોઇ ના આવે
કોઇ જાવે ગંગા વારી કોઇ જાવે જમના
અશ્વમેધ કરાવે રે          હરી તારા.
પૃથ્વી પ્રદક્ષણા સર્વે ફરીને
કોટી કન્યાઓ પરણાવે રે          હરી તારા.

ધરનો દુરબળ વીપ્ર સુદામા
તાંદુલ બાંધી ઘેર આવે રે હરી તારા.
ખટરસ ભોજન ભાવ તજીને
ભાજી વીદુર ઘેર પાવે રે હરી તારા.
દુષ્ટ દુરીઓધન રાજા જ બળીઓ
સુંદરી સભામાં બોલાવે રે હરી તારા.
અબળા કેરી અરજ સુણીને
અણુવાયા પાએ ચાલી આવે રે હરી તારા.
શંકરદાસના સ્વામી શામળીઆ
ભગતોને મન ઘણુ ભાવે રે
હરી તારા નામ સમાન કોઇ નાવે.

---

## રાગ કાફી

### તાલ–લાવણી

---

દીલ લગા હમારા ફકીરીસે દીલ લગા
ફકીરી અમીરી ગરીબી સે દીલ.

ભલી બુરી સબકી સુની લીજે
મત ચલના મગરૂરી સે    દીલ.
કુંડી ઓર સોટા ડાલ બગલ બીચ
મારો મુલ્ક હે જાગીરી સે    દીલ.
જો સુખ હે સીઆ રામ ભજન મેં
ઓ સુખ નહી હે અમીરી સે    દીલ.
કહેત કબીરા સુનો ભાઇ સાધુ
સાહેબ મીલેંગે સબુરી સે.
દીલ લગા હમારા ફકીરી સે

---

## રાગ પાહડી-ઠુમરી

### તાલ-હીચ

---

ઝુલે હીંડોલા માધુબનમેં, શામ ઝુલે હીંડોલા.
ચમકે બીજલી ચોતર્ફ ઘટા છાઇ હે
બજાકે બાંસલી ઉસમે હમે બોલાઇ હે
ચલો ઝુલન સખી લ્હાપે સબી આઇ હે.    ઝુલે.

આજ ગોકુલમે કનૈયાકા જન્મ હોતા હે
બજે બાંસલી વા રામ ભજન હોતા હે
તેરી સામરી સુરત મેહેરે મનમે બસે. ઝુલે.
ખડા દેરસે રાહ દેખતે કન્હાઇ હે
બજાકે બાંસલી તનમન હમે ભુલાઇ હે
તેરી બંસીકી ધુન લગી મેરે તનમે
ઝુલે હીંડાલા માધુબનમે.

---

રાગ માંઢ-ધુન
તાલ—લાવણી

---

ભુલ્યા શીદ ભમો છો રે આ છે હરી ભજ્યાનું ટાણુ
હરી ભજ્યાનું ટાણુ બાપુ. પ્રભુ ભજ્યાનું ટાણુ ભુ.
હરતાં ને ફરતાં હરીને સમરો
શું બેસે તારૂ નાણું વાહાલા રે શું બેસે તારે નાણું,
સમીસાંજના સુઇ ગયા, હમણા વાશે વાણું શી.

હાલે હાથે મોહજ ભરીઓ માયા મોટુ માણુ.
જમ ઝપાટે આવી ચડશો પડી રેશે કરીઆણુ શી.
માથે આવ્યુ નહી મટે તારા ઘુંત્રટમા ઘેરાણુ,
બળ કરી બોલાશે નહી જ્યારે એકુ જમનું હાણુ શી.
દીખા વીના કયાંથી પામો સૌ સંતોએ જાણ્યુ,
કહે ભવાનીદાસ ગોવીંદ ના સમર્યા,
તેનુ મોઢુ કાળુ. શીદ ભમો છો રે આ છે–

## રાગ માઢ–ધુન

તાલ—લાવણી

તારી કાયા નગરમાં રે ચોર ચોરી કરે નર છાની
ચાર ચોર તો પ્રગટ થયા એના ધન લુંટારા લેશે
આ રે કાયાના કહ્યા ન માનો દીનના ખાતર દેશે.
ચોર. ચોર. ચોર.
ચોરી કરે નર છાની. તારી.

પાંચ ચોર તો પ્રગટ થયા એને પકડી ના શકે કોઇ
ગુરૂજી મારા પકડી ના શકે કોઇ
તત્વ હતો તે તારવી ન જાણ્યો
હાથે હીરલો ખોઇ. ચોર. ૩ ચોરી કરે.
આશાતૃષ્ણા નહી બુઝાતી મનકા મેલ નવ ધોયા
ગુરૂ પ્રતાપે ભણે ભવાનીદાસ સબ જન્મારા ખોયા.
ચોર ચોર ચોર ચોરી કરે નર છાની.

---

## રાગ કાનરાની ઠુમરી

### તાલ–કવાલી

---

( મેરે મૌલા બોલાલે મદીના મુઝે–એ ઢબ )
મારી અરજી શામળીઆ સાંભળજો તમે
વાલા સેવકની સેવા સ્વીકારજો તમે. મારી.
( આંતરો સારંગમા–તાલ દીપચંદી )
તું દીનોનોનાથ ને હુ દીન છુ જીવાતમા
પરમાતમાથી છુટો પડયો પામુ ફરી પરમાત્મા

( લાવણી )

મારી લગનીનો લાગો ચુકાવજો તમે. મારી.

તારી સહુ કીધુ તમે જયવિજયને એક શાપમાં

શતરૂ ભજે તો ત્રણ ભવે, ભગ્તોને ભવ સાતમાં

એવા દીધા વરદાન તે સંભારજો તમે. મારી.

હીરણ્યાક્ષ ને કશ્યપુ પેલે ભવે તેં મારીઆ

બીજે ભવે કુંભ રાવણ ત્રણ ભવે તારીઆ

એવા ભક્તોને ભાવેથી તારજો તમે. મારી.

હીરણ્યાક્ષ હુ રાવણ નહી તારૂ રટણ લીધા કરૂ

તોએ ન નાથ દયા કરો હું ભવોભવ ભટકી મરૂ

મારા હૃદયના વાસિ વીચારજો તમે. મારી.

દુશ્મનોપર પ્રેમ લાવી તેને તમે ઊદ્ધારતા

ભક્તના શા દોષ વ્હાલા સાતમે ભવે તારતા?

માગુ શરણ તમારૂ પ્રભુ આપજો મને. મારી.

પોકાર પાડીને લખ્યુ સૌ શાસ્ત્ર ને પુરાણમાં

શરણે લીધા સૌ સેવકો જેણે ભજ્યા અજાણમાં

દિન રાત રટું છું ઉગારજો મને. મારી.

ત્રીલોકના સ્વામી પ્રભુજી તાત જગતના છો તમે
મન મારૂં તલસી રહ્યું દરશન દયાળુ દો હવે
કહે દુર્લભ દયા દરશાવજો તમે. મારી.

---

## રાગ ભેરવી

### તાલ—લાવણી

---

હું તો ભગતોને ભીડે કયા ન આવ્યો
એમ કહેશ્રી રણછોડરાયો રે. હુ તો.
કબીર સારૂ હું તો વણઝારો થઇને
પોઠ ભરીને ઘેરે લાવ્યો રે. હુ તો.
ધના ભગતની મેં ખેતી નીપજાવી
ઘઊંનાં ગાડાં ભરી લાવ્યો રે. હુ તો.
સેના ભગત સારૂં સનમુખ રહીને
સેનો નાપીક કહેવાયો રે. હુ તો.
પ્રેહલાદની મેં પાળી પ્રતિગ્ના
સ્થંભમાં વાસ કરાવ્યો રે. હુ તો.

નામદેવ સારૂ મેં મારાજ હાથે
ઘરનો છાપરો છાયો રે. હુ તો.
દામાજી સારૂ મારાજ થઈને
ભરણુ ભરી પોચ લાવ્યો રે. હુ તો.
નરસીમેતાને માંડળીક મારવા આવ્યો
કેદારો મધરાતે જઈ લાવ્યો રે. હુ તો.
કુંવરબાઈનું મેં પુર્યું મામેરૂ
સૌનો કર ચુકાવ્યો રે. હુ તો.
નારણસીંગ કહે કરૂણા કરીને
કૃષ્ણજીએ કર મારો સાહ્યો રે. હુ તો.

---

( પ્રભુજીની સ્તુતિ )

## રાગ ભૈરવી

તાલ-લાવણી

---

જય જગતના જુગદાધાર
ૐ તત્સત્ સીતારામ રાધેશ્યામ કૃષ્ણ હરે.

ભગતો ભીડે ધર્યો અવતાર દીનાનાથ દેવ દયાળુ ખરે
ધ્રુ પ્રેહલાદ બાળકને બાંધ્યા કોડ.  ૐ તત્સત.
અચળપદ આપ્યા જુગદાધાર દીનાનાથ દેવ.
દ્રોપદી મીરા કુબજાનાર.  ૐ તત્સત.
અમર નામ રાખ્યા કીરતાર, દીનાનાથ.
સુધનવા ગજ માથે આવ્યો કાળ.  ૐ તત્સત.
ભગતો ભીડે લીધી સંભાળ. દીનાનાથ.
ત્રણુલોકની પ્રભુ પુરો આશ  ૐ તત્સત.
કરજોડી કહે દુર્લભદાસ, દીનાનાથ દેવ દયાળુ ખરે.

---

## છેલ્લા જગતગુરૂ પ્રભુને નમસ્કાર
### ટોટક

---

નમસ્તે નમસ્તે નમસ્તે પ્રભુજી,
નમસ્તે નમસ્તે અખંડા વિભુજી;
નમસ્તે નમસ્તે સદા કષ્ટહારી,
નમસ્તે નમસ્તે પ્રભુ નીર્વિકારી.

## ૧૭૫

નમસ્તે નમસ્તે પ્રભુ દીનબંધુ.
નમસ્તે ,, માહા ગ્યાનસીંધુ.
નમસ્તે ,, પ્રભુ દીન દાતા.
નમસ્તે ,, ચિદાનંદ ધાતા.
નમસ્તે ,, વિભુ વિશ્વકરતા.
નમસ્તે ,, સદા સૃષ્ટિભરતા.
નમસ્તે ,, નીરાકાર દેવા.
નમસ્તે ,, પ્રભુ એક મેવા.
નમસ્તે ,, વિભુ વિશ્વપાળા.
નમસ્તે ,, દયાળા કૃપાળા.
નમસ્તે ,, અનાદ્યંત દેવા.
નમસ્તે ,, વિભુ ઈષ્ટિમેવા.
નમસ્તે ,, કૃપાનાથ ત્રાતા.
નમસ્તે ,, વિભુ હે અજાતા.
નમસ્તે ,, વિભુ વિશ્વરુપા.
નમસ્તે ,, સદા સન્તરૂપા.

---

# મ્હારા વહાલા હરિભકતોને મ્હારી થોડીક ઓળખાણ

મારો જન્મ સંવત ૧૯૨૪ના ફાગણ વદિ ૧ ને બુધવારે સાંજરે પાંચ વાગે થાણા જીલ્લાના દેણુ દમણુ પાસે નારગોળ ગામમાં થયો હતો. હું ગર્ભશ્રીમંત હતો, પણ ભાવિ પ્રબળ હોવાથી, મારા પિતાશ્રીએ સંવત ૧૯૩૮માં ડાક્રોરનાથ જઇ વિષ્ણુયજ્ઞ કરી, અમારી જ્ઞાત પાંચ ગામમાં લાણાં ને નાતો કરી, ને નારગોળમાં ધર્મશાળા બાંધી, પંદરસો રૂપીઆ મુંબઈમાં મવાના વણિક મનોર દયાળની પેઢીમાં મુકી, તેના વ્યાજમાં એ ધર્મશાળામાં સદાવ્રત ચાલુ કર્યું. ૭ માસમાં પેઢી તુટી ને સદાવ્રત બંધ થયું, તે વખતે મારા પિતાશ્રાની પૂંજીનો કુલ સરવાળો જોતાં માથે ત્રણહજારનું દેવું; તેમાં અમારૂં રહેવાનું ઘર હતું, તે દેવાવાળાને આપી દઇ અમે કરજમુક્ત થયા.

અમારી વખતમાં અમારા ગામડામાં નિશાળ હતી નહિ. મારા પિતાને સંતાનલાભમાં અમે બે ભાઇ અને ૭ બેન મળી આઠ હતાં. અમે સુખી ઘરનાં; એટલે અમારાં બન્નેનાં લગ્ન નાની વયમાંજ કરેલાં; જેથી અમારી ધર્મપત્નીઓ મળીને દસ માણુસનું કુટુંબ હતું. અમારા પિતાશ્રીએ જગન, લાણું અને નાતમાં બે વરસ ગુમાવ્યાં. બધું જતાં માથે કરજ થવાથી ધંધો સુઝયોજ નહિ. ધર્મશાળામાં સાધુ-સંતની પાસે બેસી રહે. ગુજારો ઉછીઉધારાપર આવી ટકયો. સંવત ૧૯૪૨માં અમે બન્ને ભાઈ વિચાર કરી, મારા વડીલ ભાઇ નામે રામજી મુંબઇ ગયા અને કાપડીઆને ત્યાં નોકર રહ્યા અને હું સુરતમાં ખપાટીઆ ચકલામાં ઔદીચ્ય બ્રાહ્મણ, અમારા ગામની છોકરીના છોકરા પ્રાણુલાલ મારા સ્નેહી હતા, તેમને ત્યાં ગયો. બરાનપુરી ભાગોળમાં લાકડાની દુકાને ચૌદ રૂપીઆના પગારથી નોકરી રહ્યો. એ વેપારમાં હું વાંચતાં લખતાં શીખ્યો.

જ્યાં ૭ માસ થયા નહિ, ત્યાં તો મોટી આગ થઈ. મારા શેઠનું બધું બળી ગયું. મારી હિંમત તૂટી ગઈ. મને શેઠ ના પાડતાજ રહ્યા. મારો પગાર પણ શેઠ પાસે બે માસનો રોકાઈ ગયો. સુરતમાં મેતા સુખડાનો રિવાજ. મને સાંજ પડે કે ચાર ૭ આના મળે. તે વખતે ઘી રૂ.નું ૪ શેર, ગોળ મણના રૂ. રા, ડાંગર રૂપીઆની ત્રણ ફરા. ઘણી સોંઘવારી. વીસ રૂપીઆમાં મારૂં કુટુંબ દાળભાત રોટલી ને શાક ખાય. એકલો હોવાથી વીશીમાં જમતો; તેને માસે ચાર રૂપીઆ આપતો. સુવાનું ગોદડું તેને આપી, હું મારા ગામ આવ્યો અને ભીખાભાઈ કરીને મારા છોટેના એક સગા પાસેથી રૂ. ૧)૭ ઉછીના લઈ, એક ઘર ભાડે રાખી ઉપરની રકમમાં ગાંધીની દુકાન કરી. મારૂં કુટુંબ, અમારૂં રહેવાનું જે ઘર લેણામાં આપેલું, તેમાંજ બાર માસે રૂ. ૭૫) પંચોતેરથી રહેતું હતું. મારી દુકાનની એક માસમાં જ જમાવટ થઈ ગઈ. મોટી દુકાનેથી માલ ઊધાર લાવું ને ચલાવું. મારા વડીલ

બંધુ રામજી તો પંદર દિવસમાં જ પાછા આવી રહ્યા. સુરતથી મેં પચાસ રૂપીઆ મોકલેલા, તે ઘર-ખરચમાં ગયા; એટલે મુડી નહિ. તે વખતમાં સારી ગાયની કીમત રૂ. ૪-૫). મેં ત્રણ ગાય લીધી, બળદની જોડી ચૌદ રૂપીઆની લીધી અને એક પારસણુની ખેતી ભાડે રાખી. પાકમાંથી તેને અડધો ભાગ આપવા પ્રમાણે રાખી. ખેતી મારા હાથે ખેડવા માંડી. કુટુંબ-બોજો મારા ઉપર ચાલવા લાગ્યો. મારા વડીલ બંધુને મારા સ્નેહી પ્રાણુલાલ પાસે મોકલી, વિદ્યાભ્યાસ શરૂ કરાવ્યો. માસે દસ રૂપીઆ મારા ભાઇને મોકલું. મારા વડીલ ભાઈ પણ ઘણા ચાલાક હોવાથી ત્રણ વરસમાં તેમને સુરતની કોર્ટમાં મુખત્યારની સનંદ મળી અને ૧૯૪૬માં ભાવનગરની સનંદ મળી. ભાવનગરમાં વકીલાતમાં નામના મેળવેલી જગજાહેર છે. ૧૯૪૭માં મને તેડાવ્યો. મારો બધો નારગોળનો વહેવાર બંધ કરી, હું ભાવનગર રહેવા આવ્યો. એટલી મુદતમાં મને તથા મારા ભાઇને બબે ફળ પ્રભુ તરફથી ભેટ

મળેલાં. મારા વડીલ બંધુની પવિત્ર લાગણીથી અમે આવ્યા. ૧૯૫૨ની સાલ સુધી ભેગા રહ્યા. મારાં માતાજી ઘણાં કીર્તની હતાં. મને કીર્તનની પ્રસાદી પોતાના દૂધ સાથે જ આપી હતી; પણ મને તાલ સુરની ગમ નહિ. ભાવનગરમાં હું નિરૂદ્યોગી ન હતો. દિનશાના પ્રેસ સામે બીડી સોપારી દાણા વગેરેની દુકાન ચાલુ કરી. ઘરખર્ચ અમે બન્ને સંપથી ચલાવવા લાગ્યા. એટલામાં મેં સંગીત—અભ્યાસ મારી મતલબ પુરતો કર્યો. મારા વડીલ બંધુએ કંઇ ઘર-ખટરાગથી મારા માતપિતાનો તિરસ્કાર કર્યો. તે વખતે મેં દુકાન કહાડી નાખી, શીહોરમાં સામજી મહેતાને ત્યાં ખાવું પીવું માસિક રૂ. ૨૫ )ના પગારથી હારમોનિયમ શીખવવાને ગયો હતો. મારા પિતાજીએ મને ખબર મોકલી. હું ઘેર આવ્યો અને મારા કુટુંબને મારી સાથે રાખી, ભાઇથી અમે અલગ થયા. ભાઈ સાથે મારે બોલવાનો પણ વહેવાર નહિ અને તે જ દિવસથી મારાં માતુશ્રી માંદાં પડયાં, ને દોઢ વરસ

તેની સારવારમાં ધંધોરોજગાર બંધ, તેમ ઘરમાં વાલની વાળી કે એક દોકડો પણ નહિ. ગામમાંથી માથે કરજ કરી ઘર ચલાવ્યું; પણ મારી વૃત્તિ નેક, મારા માતપિતા મારા દેવ, એટલે પ્રભુએ ગમે તેને ભેટાડી, દાળભાત રોટલી ને શાકમાં તાણ પડવા દીધી નહિ. ૧૯૫૩ની સાલમાં હું વઢવાણ કેમ્પમાં પગાર રૂ. સાઠથી ગયો ને એક માસ થયો કે મારાં માતુશ્રી દેવ થયાં, તેનું કારજ કરી, મારી ધર્મપત્ની અને મારાં બે બાળકોને હું મારા પિતાશ્રીની આજ્ઞાથી સાથે તેડી ગયો. વઢવાણ છ માસ રહી રાજકોટ કોલેજ ખાતે ગયો. રાજકોટમાં પાંચ વરસમાં કમાણી મોટી, પણ કરમમાં દાળભાત શાક રોટલી જ. તે વખતે મારા પિતાશ્રી અઢી વરસ માંદા રહ્યા; આખર તે પણ દેવ થયા: બેનોને સાસરે વળાવી, ત્યારબાદ મારી નોકરી ભરૂચ થઈ. ભરૂચમાં ચૌદ વરસ સંગીત-માસ્તર તરીકે નોકરી કરી. હું જ્યારે ભરૂચ ગયો, તે વખતે મને પ્રભુ તરફથી બીજાં બે ફૂળ

મળ્યાં; એટલે ચાર બચ્ચાં લઇ હું ભરૂચ ગયો. ભરૂચમાં મને ઇશ્વર તરફથી ફળમાં બે પુત્રી મળી. તે સિવાય બીજાં શહેરોમાં પણ થોડો વખત રહ્યો. એ રખડપટ્ટીમાં શ્રીમંત થવાને દગા કરવા પડે; વળી પેટપુર પગાર તો મળતો હોય, તેની ઉપર લાંચ ખાવી: એવી હરામની લક્ષ્મી મને મળતી હતી, પણ મારી માતાની શિખામણથી અને પ્રભુના ડરથી મેં સ્વીકારી નહિ; પણ મારા નાથની કૃપાથી, જ્યાં જાઉં ત્યાં માન અને દાળભાત રોટલી ખસ્યાં નહિ. ન પ્રભુ મળ્યા અને ન તેમનાં પત્ની મળ્યાં. પ્રભુ પુત્ર મોટા થયા, મુંબઇ વસ્યા અને સં. ૧૯૭૪માં મને મુંબઇ લઇ ગયા. તે વખતે ત્રણ પુત્ર, ત્રણ પુત્રી અને મારાં ગૃહલક્ષ્મી સાથે હું મુંબઇ ગયો. મારી ધર્મપત્નીને પ્રદર થયો અને બે વરસે તે સ્વર્ગસ્થ થયાં. તેની સાથે જ મોટા પુત્ર મુકુન્દરાયની વહુ ગયાં. તેનાથી નાના જદુરાય કે જે આજ મુંબઇ ઇલાકામાં લેખક ગણાય છે, તેમનાં ધર્મપત્ની વરકામમાં અશક્ત. મોટા

પુત્રને ફરીથી પરણાવ્યો. તે વહુ નાદાન અગીઆર વરસની હતી. મને બીજું કરવાની ફરજ પડી, પણ મારા ધણીને મારી ફીકર પડવાથી, વગર પૈસે મસાણમાંથી ઉઠાડી, તેજ સ્વભાવની મને આવી મળી. મારો મોટો પુત્ર મુકુન્દ તથા મોટી પુત્રી સદા, બન્ને સ્વર્ગસ્થ થયાં. હવે મારી આગલી સીલક ધન ઘરબાર બધામાં બે પુત્ર, બે પુત્રી છે. હવે મને આખું જગત નસીબદાર કહે છે; તેનું કારણ કે મેં બદદાનત કરી નહિ, તેમ જ મારાં માતપિતાની સેવા દેવ તરીકે ધારી કરતો. મારા વડીલ બંધુ વકીલે માતપિતાનો તીરસ્કાર લીધો, તો ચાર દીકરા ને પોતાનો નાની વયમાં નાશ થઇ ગયો. મારા પુત્રો બન્ને જદુરાય તથા વસંતરાય મારી માફક તે જ પ્રમાણે મારી સેવા ઉઠાવી રહ્યા છે; તો એ પુત્રોના સદ્‌ગુણથી હું ચાર વરસથી હરિ નામનું હાટ ચલાવું છું.

સૌ હરિજનોને મારા દંડવત જયનારાયણ છે.

---

